# કલ્લોલિની.



કર્ત્તા

સ્વ. દામોદર ખુશાલદાસ બોટાદકર.

'રાસતરંગિણી' 'શૈવલિની' આદિના કર્ત્તા.



પ્રકાશકઃ

અમૃતલાલ વ. દાણી.



વિ. સં. ૧૯૮૪ ]     મૂલ્ય બાર આના.     [ ઇ. સ. ૧૯૨૮

# સમર્પણ.



પરમ કૃપાસાગર શ્રીમાન્

**સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી**

સી. આઈ. ઈ.

( શાર્દૂલવિક્રીડિત. )

જન્મી સ્વાન્તસરોવરે અવનવી વીચિવડે વાધતી,
પામી કૈંક પ્રદેશને વિવિધતા એ યોગથી ધારતી;
દેખી દિવ્ય **પ્રભાવ શંકર** સમો આવી કને આપની,
સ્વીકારો હૃદયાર્ણવે કરી કૃપા આ કાવ્ય–કલ્લોલિની.

શ્રીમત્કેશવપાદભૂષિત બની સ્વર્લોક શોભાવતી,
આપી દિવ્ય તરંગિણી જગતને ઝીલી જટાજૂટથી;
તેથી જાણી શરણ્ય અદ્વિતીય આ સાર્થક્યને શોધતી,
ઈચ્છે આપ–ઉરે સમર્પિત થવા કો નવ્ય કલ્લોલિની.

* * * * *

વિદ્યા ધર્મ વિવેકના, પ્રણયના, ઉત્કૃષ્ટ ઔદાર્યના,
સૌજન્યામૃતના, સુનીતિ–બળના, ગાંભીર્ય ને ધૈર્યના,
છો નિઃસીમ સમુદ્ર તેથી સમજી સદ્ધર્મ સ્નેહે ભરી,
સેવે આપ તણા સદા શરણને ક્યાં આ ન **કલ્લોલિની** ?

“ રાસતરંગિણી ” આદિના લેખક



સ્વ. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર

| જન્મ: | અવસાન: |
|---|---|
| સંવત ૧૯૨૭ | સંવત ૧૯૮૦ |
| ઇ. સ. ૧૮૭૦ | ઇ. સ. ૧૯૨૪ |

# અનુક્રમણિકા.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

'કલ્લોલિની' પહેલવહેલું ઇ. સ. ૧૯૧૨ માં લેખકે પ્રસિદ્ધ કર્યું, તે વેળા તેમને પોતાને અત્યંત સંકોચ થયેલો; અને પોતાની કૃતિઓ યથાર્થ છે કે નહિ તેની પ્રતીતિ પામવા માટે કેટલાક અગ્રગણ્ય સાક્ષરોને અગાઉથી મોકલી તેમનો અભિપ્રાય મંગાવેલો હતો. એ અભિપ્રાયોથી ઉત્તેજના પામ્યા પછીજ કવિશ્રી 'કલ્લોલિની' પ્રસિદ્ધ કરવા પ્રેરાયા હતા. પછી તો બોટાદકરની લેખિની ધીરે ધીરે કેમ પ્રગતિ કરતી ગઇ, અને અનેક વિઘ્નો અને ગાઢ અંધકાર વીંધીને કવિ 'રાસતરંગિણી' સાથે કેમ બહાર આવ્યા એ સૌને વિદિત છે.

થોડાં વર્ષોમાં આ સંગ્રહ ખપી ગયો હતો, પણ કવિએ તો 'કલ્લોલિની'નો કૉપીરાઇટ આર્થિક વિટંબણાને કારણે વેચી દીધો હતો; અને તે પુસ્તકની બીજી આવૃત્તિમાં નાણાં રોકવાથી યોગ્ય આદર મળશે કે કેમ એની ખાતરી નહિ હોવાથી કવિશ્રીને 'રાસતરંગિણી' દ્વારા ખ્યાતિ મળી ત્યાં સુધી એ કાર્ય હાથ ધરતાં પુસ્તકના માલીકને સ્વાભાવિક રીતે જ સંકોચ રહેતો હતો.

પછી તો એ શરૂ થાય તે પહેલાં કવિશ્રી સ્વર્ગવાસ પામ્યા, તેથી તે પુસ્તકનો કૉપીરાઇટ જ પાછો મેળવી કુટુંબ તરફથી છપાવવાનું હિતકર જણાયું, અને એ દિશામાં પ્રયાસ શરૂ થયો. સ્વર્ગસ્થને પહેલેથી માંડીને આખર સુધી એક કે બીજી રીતે આશ્રય આપનાર સાહિત્યરસિક **સર પ્રભાશંકર પટ્ટણીએ** આ બીજી આવૃત્તિ માટે પણ ભાવનગર રાજ્યના ખાનગી ખાતામાંથી રૂ. ૧૨૫ ની સહાય આપી અને રા. જીવનલાલ અમરશીએ યોગ્ય રકમ લઇને કૉપીરાઇટ પાછો આપ્યો તેથી આજે સ્વર્ગસ્થના કુટુંબ તરફથી બીજા સંગ્રહોની જેમ આ સંગ્રહ પણ પ્રસિદ્ધ થઇ શકે છે.

બીજા સંગ્રહોની નકલો પણ ખૂટી ગયેલી હોવાથી દરેકની અન્ય આવૃત્તિ છપાવવાનું કાર્ય હાથ ધરવામાં આવેલ છે, અને આશા છે કે છ આઠ માસમાં જ બધા સંગ્રહો એક ગ્રંથ રૂપે તેમજ છુટક છુટક પુસ્તક રૂપે ગુર્જર પ્રજાને મળી શકશે.

× × × ×

સ્વર્ગસ્થ કવિએ જીવનના પ્રારંભકાળમાં કરેલ કાવ્યસર્જનના પ્રયાસોની વાનગી આ આવૃત્તિમાં ધરવામાં આવી છે, એ પરથી બોટાદકર કાવ્ય-લેખનની કઇ કઇ શૈલિમાંથી પસાર થયા છે, તેનો ખ્યાલ આવી શકશે. 'શ્રી યશોમતી વચન'-એ 'રણછોડ' 'ઋષિ-રાજ' કે એવા જ કો ભક્ત કવિની ઝાંખી કરાવે છે; તો 'વસંત વર્ણન' કે 'વસંત વધાઇ' નાં કાવ્યો વૈષ્ણવી હવેલીઓમાં ગવાતાં રસ-ગીતોનું ભાન કરાવે છે; અને 'આ સર્ગ' તેમજ 'વિરહી વિહંગ' માં કવિશ્રી 'કાન્ત-કલાપી' ની શૈલિએ 'વૃત્ત' માં લખ-વાનો પ્રારંભિક પ્રયાસ કરતા દેખાય છે. છતાં આ દરેકમાં ય કવિનું ભાષા પરનું પ્રભુત્વ, શબ્દોની પ્રાસાદિકતા અને તેમનાં બધાં જ કાવ્યોમાં હમેશાં દેખાતી સુરેખ વર્ણસગાઇનાં બીજ જણાઇ આવે છે.

દરેક કાવ્યસંગ્રહમાં અઘરા શબ્દોનો શબ્દકોષ મૂકવાની રીતિ કવિશ્રીએ રાખેલ છે; 'કલ્લોલિની' માં એ પ્રણાલિનો અપવાદ રહેતો હતો, તે દૂર કરી 'શબ્દકોષ' મૂકવો જરૂરી ધાર્યો છે.

છેવટમાં સ્વર્ગસ્થના કુટુંબનું-પુસ્તક પ્રસિદ્ધિની દિશાનું-કાર્ય સહૃદયપણે અને સતત શ્રમપૂર્વક ઉઠાવી લેનાર મ્હારા ખરા સહાયક, 'ગુણસુંદરી' ના તંત્રી શ્રી. જયકૃષ્ણ વર્માનો અહીં ઉપકાર માનતાં મ્હને અત્યંત આનંદ થાય છે.

ભાવનગર<br>મહિલા વિદ્યાલય<br>૮ : ૧૦ : ૨૯

લી. સેવક<br>**અમૃતલાલ વલ્લભદાસ દાણી.**<br>પ્રકાશક

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

પંદરેક વર્ષ પહેલાં 'પ્રેમ અને સત્કાર' પ્રભૃતિ મારાં કેટલાંક કાવ્યો સ્વર્ગસ્થ ડૉ૦ હરિલાલ હ૦ ધ્રુવના 'ચંદ્ર' માં પ્રકટ થયાં હતાં. તે પછી અસ્વસ્થ પ્રકૃતિ અને ઇતર વ્યવસાયને લીધે કશા ઉદ્ગારો ઉદ્ભવ્યા નહોતા, તે સમ્બન્ધી ઉચિત ખેદ 'કાવ્ય માધુર્ય' ના વિદ્વાન્ પ્રકાશક શ્રીયુત હિંમતલાલ ગણેશજી અંજારીઆ, એમ. એ. એ ઉક્ત પુસ્તકમાં દર્શાવ્યો છે. કહેવું જોઇએ કે ડૉ. ધ્રુવના નિર્વાણની સાથે નષ્ટ થયેલો ઉત્સાહ એ વિદ્વાન્ મહાશયના ઉપાલંભથી જ જાગ્રત થયો હતો; અને તેના પરિણામે અત્યાર સુધીમાં જે થોડાં ઘણાં કાવ્યોનો આવિર્ભાવ થયો તે આજે ગુર્જરી અને તેના પુત્રોના ચરણમાં મૂકી કૃતાર્થ થાઉં છું.

આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો ઘણાં વર્ષ પહેલાંનાં છે, અને કેટલાંક નવાં છે. કેટલાંક 'કાવ્ય' તરીકે આદરણીય પણ નહિ હોય, છતાં લોકરૂચિનું વૈવિધ્ય જોઇ સઘળાં જ પ્રકટ કરૂં છું. વાચક અધિકાર પરત્વે ગ્રહણ કરશે.

આમાંનાં ઘણાં ખરાં કાવ્યો પ્રસિદ્ધ કર્યાં પહેલાં કેટલાક સાક્ષર મહાશયોને કેવળ મારા અંતઃકરણની પ્રતીતિ માટે બતાવ-વવામાં આવ્યાં હતાં. તેમના અભિપ્રાયો અહીં પ્રકટ કરી વાચકની વૃત્તિને અમુક દિશામાં આકર્ષવાનો બલાત્કાર અનુચિત લાગવાથી કેવળ મૂળ વસ્તુ કોઇ પણ પ્રકારના મંડન વિના હાલ તો પ્રસિદ્ધ કરૂં છું. જગતનો સદસદ્વિવેક તેનું તોલન કરશે.

કદાચ એક કોશની જરૂર જણાશેઃ પરંતુ અનેક કઠિન શબ્દોનો, અર્થનિર્દેશ વિના સાક્ષરોના લેખોમાં પ્રચાર થયેલો જોતાં તે પણ અનાવશ્યક લાગે છે, છતાં વ્યવહારના પરિણામે આવશ્યકતા સિદ્ધ થશે તો દ્વિતીયાવૃત્તિમાં આપીશ.

**દામોદર ખુશાલદાસ બોટાદકર.**



# ઉદ્‌ઘાટન

હરકોઇ ગ્રન્થના ઉદ્‌ભવ અને પ્રકટ થવાનું કારણ કે હેતુ નિર્દિષ્ટ કરવા સારૂ ઉપોદ્‌ઘાત લખવાની રૂઢિ, પ્રચલિત છે. આ લઘુ પુસ્તકમાં રા. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકરનાં કાવ્યોનો સંગ્રહ છે, અને તે પ્રકટ કરવાનું કારણ તેમણે પ્રસ્તાવનામાં બતાવ્યું છે. કાવ્યના ઉદ્‌ભવનો હેતુ, મૂળ તપાસીએ તો અંતરના ઉલ્લાસ સાથે હૃદયભાવોના ઉદ્‌ગાર સિવાય બીજું શું હોઇ શકે ?

કવિતા દેવીના વિધેયો તો સમજી શકશે કે કવિતા હરકોઇ જણ ધારે તેમ લખી શકાતી નથી. એમ થઇ શકતું હોય તો ગમે તે કવિ થઇ શકે, અને ધારે તેટલો તે પ્રવૃત્તિમાં ઉચ્ચ વર્ગ સંપાદન કરી શકે; પરંતુ તેમ બનતું નથીઃ એ દેવીના વિધેયો માત્ર ગ્રાહક છે, તેના અવતરણના માર્ગરૂપ છે, અને તેમના દ્વારા કાવ્ય-દેવી આવિર્ભૂત થાય છે. આ રીતે અવતરેલ કવિતાનો આત્મા અંતરના ભાવોનો સમૂહ છે, અને તે શબ્દ-દેહ ધારણ કરી રસ, લાલિત્ય આદિ શૃંગાર સાથે દર્શન દે છે. જેમ માનવ કે ઇતર પ્રાણી આદિ દેહના આત્માના સંબંધમાં અકર્તવ્યતા અને ઇશ્વરાધીનતા છે, તેમજ કાવ્યનું જીવન જે ભાવો છે તેમાં તેના વિધેયોની પરવશતા છે. એ પરવશતામાં ટેવાયલાઓને જ્યારે જ્યારે અને જેટલો સમય એવી સ્થિતિ જળવાઇ શકે તેટલી વાર તેના વિધેયો એ રસઝરણના ગ્રાહક બની શકે ખરા.

શબ્દ-રચના, રૂપ, છંદ, વૃત્ત વગેરે દેહ યોજવામાં તેમજ રસ, અલંકાર, પ્રાસ વગેરે શૃંગાર સજવામાં તેમનો અને તે વિશ્રેયોનો જ માત્ર અધિકાર છે. જેમને કવિતા-દેવીના આત્માના આવેશની ઉપર કદી તેવી પરવશતા પ્રાપ્ય નથી તેમની એ દેહ-ઘટના કરવાની કે તેને અલંકાર અડાવવાની પાત્રતા સ્વીકારી શકાતી નથી. કોઇ સ્વાભાવિક વિશ્રેય કે ગ્રાહક નહિ છતાં તેનો દેહ ઘડવા સારૂ અને તેને શણગારવા સારૂ મથે તો તે પાતકી થાય છે, ભ્રષ્ટ થાય છે; અને માત્ર નિર્જીવ ઢીંગલા-પૂતળાંને શણગાર્યાં જેવાં ટાયલાં ઉપજાવે છે. આવા કુકવિઓ એ દેવીના દિવ્ય આત્માનો સાક્ષાત્કાર બીલકુલ કરી શકતા નથી, તેથી તેના સ્વરૂપનો મહિમા અને ગૌરવ હલકાં કરે છે.

કાવ્યના સ્વતઃ ઉદ્‌ભવ અને તેની દેહરચનાના કલાવિધાન વિશે કંઇક સામાન્ય વિચારો જણાવીને આપણે આ ગ્રંથ માંહેનાં કાવ્યોનાં સ્વરૂપ અને ભાવોનું સિંહાવલોકન કરીશું.

આ ‘ **કલ્લોલિની** ’નાં કાવ્યોમાં સત્પ્રણય પરબ્રહ્મનું અખંડ સાન્નિધ્ય સ્ફુરી રહે છે, અને કવિ મંગલાચરણમાંજ-“ **સ્મરૂં, વંદુ, સેવું પ્રભુ પ્રકટ ને સત્પ્રણયને** ” એવી સ્તુતિ કરે છે તે યથાર્થ છે. આ હકિકતનાં ઉદાહરણો તેમનાં કાવ્યોમાંથી શોધી આપવાં પડે તેવું નથી, તો પણ વાંચનારની સરલતા ખાતર નીચે કેટલાક ઉતારા આપીશું.—

‘ **બાલેન્દુ** ’માં જુવો—

“ દિસે મીઠી દૃષ્ટિ પ્રણયભર એની પ્રથમથી,
ચકોરીના ચિત્તે, કુમુદ વદને જો જઇ વસી !

ખરે પ્રેમી જન્મે પ્રણય હૃદયે ધારણ કરી,
અને ખેંચે વૃત્તિ સહજ સહુની એ પ્રણયથી,
નહિ એને પ્રીતિપથ શીખવવો કો દિન પડે. "

'**લવણ**' ના કાવ્યમાં પણ સ્નેહની તદ્રૂપતા ખડી કરે છેઃ–

" રસાબ્ધિમાં ડૂબી રસમય થવાને ગળી જવું. "

અને

" રહી જૂદું લેવો રસ, ઉચિત માને નહિ કદી. "

'**મેઘ અને મયૂર**':—

" નવ મળે અભિવાંચ્છિત વા મળે,
અચળ પ્રેમ પરંતુ નહિ ચળે. "

'**પતંગ**'ના કાવ્યમાંઃ—

" કેવું અહો મરણ રમ્ય પતંગ તારૂં!
સર્વત્ર પ્રેમ રસને વરસાવનારૂં!
શો દૈવનો તુજ પરે પ્રિય! પક્ષપાત!
શી શીખવી પ્રણયની કંઇ ગુપ્ત વાત!
નિર્વાણ ઉત્તમ અલૌકિક મિષ્ટ કેવું!"

વગેરે, વગેરે, અને વળી

" અંકે પડી પ્રણયીને તન છોડી દેવું
ઉંચા અભેદ મહીં થૈ રસરૂપ રહેવું;
આનંદ એ શલભ! તું લઇ એક જાણે; "

આ ઉપરાંત '**મૃગ અને ગાન**,' '**એ દૃષ્ટિ**,' '**વિજયા**,' '**દામ્પત્ય**' વગેરે આખાં કાવ્યો એવી પ્રણય–ઉપાસનાનાં દૃષ્ટાંતો

લેખી શકાય તેમ છે. વળી શુદ્ધ અને નિષ્કામ પ્રેમભક્તિથી ઘણાં કાવ્યોમાં પ્રભુ–પ્રણયનો મહિમા ગવાય છે.

જુવો ' **દામ્પત્ય** ' કવિતામાં—

" પ્રભુ પ્રણય હા ! મારો તારો અને જગ સર્વનો,
સ્થળ સકળમાં વ્યાપીને એ સહુ હૃદયે રહ્યો;
પણ પ્રકટ એ મારે માટે થયો તુજ અંતરે,
પ્રણય પ્રણયે ને એ રીતે સદા સહુને મળે. "

" **પ્રેમ અને સત્કાર** ' તથા ' **આતિથ્ય** ' બન્ને કાવ્યો એકજ સ્નેહભાવનાં પરિણામ છે, અને તેમાં—

' ચહે જો પ્રેમ આદરને, નહિ એ પ્રેમ પ્રેમીનો, "

એવી શુદ્ધ ભાવનાની છાપ અંકાયલી છે. એજ રીતે ' **પ્રસ્થાન** " અને ' **વિયોગ** ' પણ એકજ ભાવની સ્ફુરણાના ઉદ્ગારો છેઃ એકમાં નૈસર્ગિક શુદ્ધ પ્રણયનો બોધ અપાય છે, તો બીજામાં તે બોધનો સાક્ષાત્કાર અનુભવાય છે.

' **એક પત્ર** ' ના કાવ્યમાં પણ પ્રણયનું યથાર્થ ગૌરવ બતાવવા સારૂ કવિને શબ્દદ્વાર ઉચિત લાગતું નથી. વાક્યમાં વસવાથી તો લાઘવ આવી જવાનો ભય માનીને કવિ પ્રેમને તો હૃદય દ્વારા જ વ્યક્ત કરવાનો સરલ માર્ગ બતાવે છે કેઃ—

" પ્રિય ! એ હૃદયનાં આંસુડાં, એ વાંચજે વચનાવલિ,
અધિકારી છે તું એકલો, નહિ અવરને સત્તા મળી.
એ લેખિની વિણ અક્ષરો પત્રે લખાયા નિજ બળે,
તું હૃદયથી વાંચી શકે, દગથી નહિ જગને જડે.

એ ગ્રન્થ મારા કુશળનો તું વાંચી લેજે હર ઘડી,
ઉપહાર એ અંતર તણો ને એજ કવિતા રસભરી. ”

**'પુંડરીક,' 'મહાવીર,' 'જયદેવપત્ની,' 'મીરાં'** વગેરે કાવ્યોમાં પણ નિષ્કામ પ્રેમભક્તિથી પ્રણય–બ્રહ્મની ઉપાસના થાય છે. **'પ્રેમયોગ'** ના કાવ્યમાં એ ઉપરાંત પ્રણય–બ્રહ્મનું તત્ત્વજ્ઞાન, તેની વ્યાપકતા, કાલાબાધિતપણું, અને પ્રણયના અનન્ય ભક્તોનું અદ્વૈતપણું ચીતરવામાં આવ્યું છે. આમ જોતાં આ ગ્રન્થની ઘણી ખરી કવિતાનો આત્મા જ પ્રણય–રસ છે; કેમકે **'અમારો યજ્ઞ'** એ કાવ્ય ઉપરથી જોઇ શકાય છે કે કવિની હૃદયવેદિમાં પ્રેમાગ્નિનો જ હોમ થાય છે, અને વિશુદ્ધ સમભાવવાળા સ્નેહ–રસની આહુતિઓ દેવાય છે.

“ અમે અહીંથી નીકળવાનો નથી રસ્તો કદી દીઠો ”

“ અમારા ઋત્વિજો કેરી અગર એ અન્ય એંધાણી,
હૃદય પીગળી પડે પળમાં સહજ સત્પ્રેમના સ્પર્શે. ”

“ હૃદય હોમી અમર ગણને સદા સંતોષનારા એ,
સુધા ને સ્વર્ગને જગમાં ઉઠાવી લાવનારા એ.
મણિધરને ચડી માથે નિરાંતે નાચનારા એ,
સકળ સંસાર–સિન્ધુને પલકમાં પી જનારા એ. ”

આ પ્રમાણે પ્રણયાગ્નિ–હોમના દીક્ષિત કવિહૃદયમાંથી પ્રેમ-રસનું ઝરણ વહે એ સ્વાભાવિક છે; માટે જ તેમની લગભગ બધી કવિતામાં આત્મા પ્રણય–રસનો જોવામાં આવે છે.

વળી આ કાવ્યોમાં એ વિશેષતા છે—કવિ કેટલાક કુદરતી બનાવોને કાવ્ય દૃષ્ટિથી સચેત કરી તેનાં અંગોને સામાન્યોક્તિના અલંકારથી ભૂષિત કરે છે, અને તેને પ્રણયરક્ત અને ઉચ્ચ કલ્પનામય ઉચ્છ્વાસોથી સજીવન કરે છે.

સામાન્યોક્તિનાં ઉદાહરણો માટે કેટલીક લીટીઓ નીચે આપવી ઉચિત ધારી છેઃ—

" ઉચ્ચાત્મા અસમાન ઉપર ખરે ! ના કોપ ક્યારે કરે. "
( પ્રભાત. )

" સ્વીકારેલો પથ ન ત્યજવો સંતની એ સુનીતિ. "
( દુર્દિન )

" ભોળાં બાળકને સદા ગુરુજનો રાજી ચહે રાખવા "
અને " ચૂકયે ચાલ, વિના વિનાશ જનની બીજી ગતિ શી બને ? "
( ઉડુ ખેલન )

" સ્વર્માર્ગ એ વિમલને વસવા તણો છે,
પ્રાણાર્પણે પ્રણયીનાં હૃદયે ચણો છે. "
( ધૂમ્રને )

" પ્રેમી હૈયું સહજ સઘળે પૂર્ણ સત્કાર પામે. "
( હંસને )

આ અને એવાં ઘણાં સામાન્યોક્તિનાં વચનો આ સંગ્રહમાં છે; તે સર્વમાં સામાન્ય સત્ય પણ વિલસી રહ્યું છે. આવી કાવ્ય ઘટના આ કવિનો કાલિદાસની કૃતિનો અભ્યાસ અને આદર સૂચવે છે. કવિનાં ઘણાં કાવ્યો ઉચ્ચ કલ્પનાથી તો ઝળકી રહ્યાં છે એટલે

તેનાં દૃષ્ટાંતો કકડે કકડે બતાવી તેના અખંડ આત્માનું છેદન કરવું ઇષ્ટ નથી. તે એકંદર આખાં વાંચી જવાથી એની કલ્પનાની તૂર્ત ઝાંખી થઇ શકે તેવું છે. ટુંકામાં ' **ધૂમ્ર** ' અને ' **લવણ** ' જેવા વિષયને પણ કાવ્યમાં ઉતારીને ઉચ્ચ કલ્પનાથી કેવો ચમત્કારનો રંગ ચ્હડાવ્યો છે ! તે જોવાથી બસ થશે.

આ કાવ્ય-સંગ્રહમાં અન્યોક્તિ કાવ્યોનો આલાપ પણ ઓર જ છે; ' **બાલેન્દુ,** ' ' **ક્ષીણેન્દુ,** ' ' **ઉડુમેલન,** ' ' **શરન્મેઘ** ' ' **નિર્જળ કૂપને,** ' ' **એક વૃક્ષને,** ' ' **કુસુમને** ' વગેરે આંહીં ઉદાહરણ તરીકે બતાવી શકાય. એ સર્વ અન્યોક્તિ-કાવ્યો અમુક અમુક લક્ષ્યહેતુ સિદ્ધ કરવાના ઇરાદાથી લખાયલાં જણાય છે. તે દરેકમાં કુદરતી લીલાનું સચોટ ચિત્ર ખડું થવા સાથે તેમાં ઉચ્ચ ભાવો રૂપી ચૈતન્યનું આવાહન થવાથી રસભરી અન્યોક્તિ બને છે. આ કવિને ઇંગ્રેજી ભાષાનું તો જ્ઞાન નથી, પરંતુ કંઇક સ્વાભાવિક રીતે આવી અન્યોક્તિમાં તેમજ જડ અને ઇતર પ્રાણીને સંબોધિત કરીને તેમાં માનુષી ચૈતન્યનું આરોપણ કરવામાં કવિ આકસ્મિક રીતે જ ઇંગ્રેજ કવિ Wordsworth નું અનુકરણ કરે છે; અને તેનાં કાવ્યો માફક આમાં પણ ' Love and Order ' જોઇ શકાય છે.

આ કૃતિમાંહેની આખ્યાયિકાઓનો આલેખ ઉકેલતાં જણાય છે કે સુઘટ ખંડકાવ્યો રચવામાં કવિએ કલાવિધાનનું સારૂં કૌશલ્ય વાપર્યું છે. પ્રસંગને અનુકૂલ વર્ણનો કરવામાં કાવ્ય રચના સફળ જોવામાં આવે છે. ' **પ્રેમયોગ,** ' '**પુંડરીક,**' ' **મહાવાર,** ' '**જયદેવપત્ની,**' '**મીરાં,**' ' **અશ્રુમતી,** ' '**દ્દષ્ટભેદ,**' ' **ચંદન,** ' ' **વિષ-વૈયર્થ્ય,** ' એ આખ્યાયિકાઓ છે. તે દરેકની રચનાચાતુરી

વિશે અત્રે વિવરણનો પ્રસંગ નથી, માટે એકાદ બે દૃષ્ટાન્ત તરીકે નોંધીને વિરમીશું.

'**મહાવીર**' કાવ્યમાં સમુદ્ર ઓળંગવા પહેલાં સમુદ્રનું ગંભીર, અલંઘ્ય અને વિપુલ સ્વરૂપ ચીતરવાનો પ્રસંગ લઇને મહાવીરના અદ્ભુત સામર્થ્યનો મહિમા ગાયો છે તે યથાર્થ છે; '**અશ્રુમતી**' આખ્યાયિકામાં અશ્રુની આજ્ઞાધીનતા, પ્રિયતમ **સલિમ** તરફ આકર્ષાયલી ચિત્તવૃત્તિ, તેના વિસ્મરણ માટે પ્રયાસ, છેવટ **અશ્રુ** અને **સલિમ**માં અભેદભાવના પ્રકટવાથી શાન્તિ વગેરે પ્રસંગો, કાવ્ય-રચનાની કુશલતા બતાવે છે.

ઉપર કહેલી આખ્યાયિકાઓમાં કેટલેક પ્રસંગે માત્ર કથા કહેવામાં આવે છે, તોપણ તે એવી ભાવપૂર્ણ, સરલ અને પ્રાસાદિક ભાષામાં કહેવાય છે કે તે કવનને આપણે કાવ્યની ગણનામાંથી દૂર કરી શકીએ તેમ નથી.

આ કાવ્યદેવીના વિધેયને 'કવિતા' એ સર્વ દુનિયામાં વિશ્રાન્તિ-સ્થાન છેઃ અને પ્રણયરસથી ભીંજાયલી કવિતા દેવી તેમના ઉરમાં સરલતાથી વિહરે છે. કવિ 'કવિતા' ને સંબોધતાં કહે છે કેઃ—

"અહો ! જે વ્યક્તિનું નહિ જગતમાં કો પણ હતું.
હવે તેનું આખું જગ વગર યત્ને થઇ ગયું;
કૃપા એ તો તારી નહિ શકું વિસારી સુકવિતે !
ત્યજું શાને તારો સખિ ! સુખભર્યો આશ્રય હવે ?"

આપણે આગળ કહી ગયા તેમ કાલિદાસનો ખાસ અભ્યાસ

તેમણે કરેલો જણાય છે. ' **હંસને** ' એ કાવ્યમાં માર્ગદર્શનની લીટીઓ લખાઇ છે તે '**મેઘદૂત**' માં મેઘને માર્ગદર્શન માટે લખાયલી પંક્તિઓનું સહજ સ્મરણ કરાવે છે. સિવાય પ્રાચીન સંસ્કૃત કવિઓના સંસ્કાર આ તેમનાં કાવ્યોમાં છે; અને આધુનિક ગુર્જર કાવ્ય–લેખકોમાંથી ' **કલાપી** ' આ કવિના આદર્શ બન્યા હોય એવું જણાય છે. આ સ્થળે અમારે કહેવું જોઇએ કે ' **કલાપી** ' નાં કાવ્યોમાં સ્નેહ છે, પણ તેમાં આન્તર નિર્વેદનો અખંડ પ્રવાહ વહેવા સાથે તપ્તખૂન ટપક્યા કરે છે, અને આ કાવ્યોમાં સત્પ્રણયની નૈસર્ગિક રસમય સ્નિગ્ધતા સાથે ઉલ્લાસ અને શાન્તિ સ્ફૂરી રહે છે. દાખલા તરીકેઃ—

" **કલાપી** " ના '**એક ચંડોલને**' કાવ્યમાં ચંડૂલનો આહ્લાદક આલાપ શ્રવણગોચર થતાં " કલાપી " ના રૂઝાયલા વ્રણ ભેદાય છે, અને નિર્વેદનું ખૂન વહેતું ચાલે છે; અને આ સંગ્રહના '**કૂજન**'-માં આરંભ નિર્વેદથી થવા છતાં પણ કુહૂકારથી ઉલ્લાસ જાગ્રત થાય છે અને છેવટ તે શાન્ત રસમાં પરિણામ પામે છે.

વળી " **કલાપી** " ની '**એક આગીયાને**' કવિતા સાથે આમાંની ' **પતંગ** ' ની લીટીઓ સરખાવી શકાય તેવી છે. તે ઉપરાંત ' **હરિણી,** ' '**મૃગ અને ઉદ્યાન,**' ' **મૃગ અને ગાન,** ' '**વિદ્ધ મૃગ,** ' ' **એ દૃષ્ટિ,** ' ' **શંકા,** ' ' **સ્વર સેઃ,** ' ' **દૃષ્ટિદોષ,** ' વગેરે કાવ્યો તેવીજ જાતનાં ' **કલાપી** 'નાં કાવ્યો સાથે સહેલાઇથી સરખાવી શકાય તેવાં છેઃ આમ છતાં તેની Originality સ્પષ્ટ દેખાય છે.

સિવાય આ કૃતિમાં કાવ્યનાં બીજાં આકર્ષક અંગો ઘણાં

છે. ભાષા સરલ અને પ્રાસાદિક છે. તેના વિવેચન માટે આ પ્રસંગે વિસ્તારમાં ઉતરીએ તો તે વિષયનિરૂપણ વિપુલ સ્વરૂપ પકડે એવા ભયથી ' **अलमतिविस्तरेण** ' એ બોધ વચનથી વિરમીએ છીએ, અને ઇચ્છીએ છીએ કેઃ—

( સ્રગ્ધરા. )

મીઠી **કલ્લોલિની** આ મૃદુલ કલરવે સ્નેહથી કર્ણ પૂરે,<br>
મોંઘા સત્પ્રેમમંત્રો કુદરતકૃતિના ઉદ્ગરે એહ ઉરે;<br>
આવો ભાવે સુણોને રસિક નરવરો ! સ્વર્ગનાં ગીતડાં આ,<br>
ધીમા કલ્લોલ મીઠા જરૂર રિઝવશે સ્નેહથી ચિત્તડાં હા !

**ભાવનગર.**<br>
તા. ૧૫-૭-૧૨

**વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી.**



# 'ઉદ્‌ઘાટન'ની પૂરવણી.

કલ્લોલિનીનો ગુપ્તપ્રવાહ સને ૧૯૧૨ માં પ્રથમ આવિર્ભૂત થયા પછી એ પ્રવાહનું અખંડ વર્ણન વિપુલ સ્વરૂપ ધારણ કરતું રહ્યું, અને ક્રમેક્રમે હરદ્વાર પાસે ગૌમુખી ગંગાના સ્વલ્પવહનમાંથી જેમ કાશીપુરીથી છેક સમુદ્રમિલન સુધી જાન્હવી, ભાગીરથી અને મહાન ગંગામૈયા બની તેમ કવિશ્રી બોટાદકરના હૃદયનો સ્નેહપ્રવાહ સ્રોતસ્વીની, નિર્ઝરણી, રાસતરંગિણી વગેરે રૂપે પ્રત્યક્ષ થયો છે તે ગુજરાતી સાહિત્ય આલમનું સુભાગ્ય છે.

વળી આ સંગ્રહમાં તેમની પ્રથમ પ્રવૃત્તિ કે કાવ્યરચનાની બાલપ્રવૃત્તિ કેવી હતી તેનું માત્ર દર્શન કરાવવા સારૂ આ આવૃત્તિના પ્રકટ કર્તાએ કેટલીક પૂર્વસામગ્રી શ્રમ લઇને સંગ્રહ કરી આ સાથે પ્રકટ કરી છે તેથી જોઇ શકાશે કે કવિશ્રી બોટાદકરમાં કાવ્યના સંસ્કાર ઘણી ન્હાની વયથીજ હતા; અને એ સ્વર્ગીય સંસ્કાર છેવટ રાસતરંગિણીમાં કેટલે અંશે ખીલી નીકળ્યા તેનું સુલભ દર્શન એથી થઇ શકશે.

તા. ૧૮-૮-૨૮. **વિઠ્ઠલરાય ચ. આવસત્થી.**



# કલ્લોલિની.



## વંદન.

( શિખરિણી. )

ધરે રૂપો કોટિ અવિકૃત અને એક જ છતાં,
સ્વયંભૂ સર્વાત્મા પ્રતિહૃદયમાં પૂજિત સદા;
રહ્યો વ્યાપી નિત્યે સકળ જડ ને ચેતન વિષે,
સ્મરૂં, વંદું, સેવું પ્રભુ પ્રગટ તે સત્પ્રણયને.



# પ્રભાત.

( શાર્દૂલવિક્રીડિત. )

કોટિ દીપ તણા પ્રકાશબળથી, તારા તણા તેજથી,
સ્વર્ગંગા તણી શુભ્રતા થકી અને નક્ષત્રના નાથથી;
જે ન ધ્વાન્ત થતું પ્રશાન્ત ઘડીએ તે કેવું પ્રાતઃ સમે,
આ જો ! આગમ સાંભળી રવિ તણું સંત્રસ્ત સે'જે શમે !

અર્પી જીવિત વિશ્વને સ્ફૂર્તિ ગતિ જે એતદર્થે કરે,
ઇચ્છા માત્રથી અંતરાય સઘળા તે વીર કાં ના તરે ?
ને જે અન્યબળે અશક્ય વિષયે મિથ્યા પ્રવૃત્તિ કરે,
તેને વિઘ્ન સદૈવ સન્મુખ રહી ઉભાં હસે અંતરે.

અંધારે ઉલૂકાદિ દુષ્ટ વિહગો સ્વચ્છંદ થૈ ખેલતાં,
દેખી રક્ષકનો વિનાશ વિવરો તે સંભ્રમે શોધતાં;
તેથી કુક્કુટ આવવા તરણિને ઉંચે સ્વરે ઉચ્ચરે,
શું શાણા સુભટો પલાયિત તણી પૂંઠે પરંતુ પડે ?

જાણી ક્ષીણ થતો શશાંક નભમાં આ શુક્ર ઉગ્યો હતો,
લેવા સ્થાન નિશાપતિ તણું ઉરે આશાભર્યો આવતો;
હા ! તે તો ઘડીમાંહિ તેજ સઘળું ઉલ્લો ગુમાવી અરે !
ઇચ્છા સ્વાર્થભરી અશક્ત ઉરની રે ! પાર ક્યાંથી પડે ?

આવ્યો આ રવિરાજ પૂર્વ ભણીથી ક્રીડા વિષે કૂદતો,
સૂતેલા જગમાં કવોષ્ણ કરથી ચૈતન્ય સંચારતો;

સે'જે અંબરમાર્ગ રિક્ત કરીને ચંદ્રાદિ ચાલ્યા ગયા,
રોકી વાટ વિશુદ્ધ કેરી નડવા ઇચ્છે ઉરે કો અહા !

ઘેરી પદ્મિનીને મદાંધ મધુપો રંજાડતા, ગુંજતા,
વા'લાનું ન વિલોકવા વદન એ આડા પડી આપતા;
પૂર્યા તે શઠને હતા ગ્રહી ગ્રહી કેદી કરી કોશમાં,
શિક્ષાર્થે ઉગતા સહસ્રકરના સ્વાધીનમાં સોંપવા.

એણે આવી પરંતુ એક પળમાં મૂક્યા ઉડાડી અરે !
હા ! કેવી કરૂણા અવર્ણ્ય વિલસે આદિત્યને અંતરે !
ઉચ્ચાત્મા અસમાન ઉપર ખરે ! ના કોપ ક્યારે કરે,
ચેષ્ટા તુચ્છ તણી ઉદાર હૃદયે શું સ્થાન પામી શકે ?

આખી રાત ઉદાસ ચક્ર--વિરહે આ ચક્રવાકી હતી,
તે કેવી નદીતીરથી નભ વિષે ઊડી અહીં આવતી !
ને આ આતુર દૃષ્ટિથી દયિત જો ! કેવો નિહાળી રહ્યો !
પામે વાંચ્છિત વ્યક્તિ સૌ વિમળનું સાન્નિધ્ય સેવી અહો !

ભ્રાંતિ ભૂત તણી કરાવી ભયમાં જે પાન્થને નાખતાં,
તે વૃક્ષો મૃદુ પત્ર, પુષ્પ, ફળથી દીસે હવે દીપતાં;
સામો શૈલ સુવર્ણ રંગી શિખરે શી દિવ્ય કાન્તિ ધરે !
સ્વામી સ્નિગ્ધ સમક્ષ વિશ્વ સઘળું વાત્સલ્ય સે'જે વરે.



# દુર્દિન.

( મન્દાક્રાન્તા. )

કાળાં કાળાં જલદપટલો મત્ત માતંગ જેવાં,
દોડી દોડી ગગનતળમાં એકઠાં થાય કેવાં ?
રોકી રાખે અચિ ! દિનમણે ! તેહ તારાં મરીચિ,
દિગ્બાળા સૌ રૂદન કરતી શોકથી નેત્ર મીંચી.

અભ્રે તારો જગતપરનો ગાઢ સંબંધ તોડયો,
વચ્ચે કેવો અમિત બળથી જો ! વડો દુર્ગ જોડયો !
હતો તારા નિજ સરણિમાં દુર્ગ દેખી ડરે છે,
આશાંઘેલાં અધવચ જતાં હાય ! પાછાં હઠે છે !

જો ! આ કાળું તિમિર વધતું ભૂમિને ઢાંકી દેતું,
સત્તા તારી શઠ જલદની સાંચથી લુટી લેતું;
હા ! હા ! વા'લા ! સમય અવળો સાંપડયો સાંખી લેજે,
ને આ ચેષ્ટા સરળ ઉરમાં એ ઘડી સર્વ સેજે.

સ્વેચ્છાચારી અનિલ ઉડતો આ ઘડી પાસ આવી,
વીંખી નાખી જલદબળને દૂર દેશે હઠાવી;
કાં પૃથ્વીમાં પતિત કરીને વારિ વર્ષાવી દેશે,
ને માગેલું ધન વહી જતાં રંક એ રોઈ રે'શે.

તું તો પાછો નિજ કિરણને પૂર્ણ વિસ્તાર આપી,
તેજઃપુંજે ભરીશ કકુભો પ્રેમઘેલી પ્રતાપી !

ભાસે આ કૈં તિમિર વિજયી તેજ તારૂં ખુંચાવી,
તોએ રાત્રિ દિવસ પલટી ના શકે એ બનાવી.

પ્રેમી પાત્રો પ્રણયવશ છે જે તને ચાહનારાં,
એ તો એનો પ્રણય કદીએ સ્વલ્પ ના છોડનારાં;
જોને ! પેલી મૃદુ કમલિની ખૂબ ખીલી રહેલી !
સ્પર્શી તારા પ્રણયી કરને ઉચ્ચભાવે ઉભેલી.

ઢંકાયેલું પણ તુજ વપુ એહ દેખી શકે છે;
જ્યાં ત્યાંથીએ પ્રણયી જનને પ્રેમ પેખી શકે છે;
એની પાસે બળ તિમિરનું વ્યર્થ જોને જણાય !
વંચ્યું એણે જગત પણ શું પ્રેમ દૈવી ઠગાય !

જે છે તારાં, નહિ અવરનાં તે થવાનાં કદાપિ,
કીર્ત્તિ તારી નહિ હણી શકે કોઇ વિશ્વાન્તવ્યાપી;
દેખે વા'લા ! જગત તુજને દૃષ્ટિથી કે ન દેખે,
તોએ તારૂં ચલન સરખું રાખજે જાણી લેખે.

એકાંતે કે જનસમૂહમાં રાખવી એક રીતિ,
સ્વીકારેલો પથ ન ત્યજવો સંતની એ સુનીતિ;
નીતિ તારી વિજયી બનશે સર્વદા એકધારી,
એથી પાછો બનીશ પળમાં વિશ્વનો તું વિહારી.



# બાલેન્દુ.

( શિખરિણી )

સલુણી સંધ્યા આ ક્ષિતિજ પર રક્તાંબર ધરે,
અને શીળો વાયુ સ્થળ સકળમાં સૌરભ ભરે;
વિહંગો વૃક્ષોમાં વસી સરસ સંગીત ઉચ્ચરે,
ધરિત્રી ધીરેથી હૃદય તણી ઉષ્મા પરહરે.

અહો ! આ અસ્તાબ્ધિ નિકટ નિજ વ્યોમાંગણ વિષે,
પઠાવે પોતાના શશી શિશુકને ક્રીડનમિષે;
રૂપાળો રાજે છે વિધુ વિમળ કૈં કેલિ કરતો,
અને કેવાં નાનાં કરપદથી વ્યોમે વિહરતો !

દીસે મીઠી દૃષ્ટિ પ્રણયભર એની પ્રથમથી,
ચકોરીના ચિત્તે કુમુદ-વદને જો ! જઇ વસી !
ખરે ! પ્રેમી જન્મે પ્રણય હૃદયે ધારણ કરી,
અને ખેંચે વૃત્તિ સહજ સહુની એ પ્રણયથી.

નહિ એને પ્રીતિપથ શીખવવો કો દિન પડે,
અભાગીને યત્ને પણ અધમ ચિત્તે નવ ચડે;
નવાનંદે જો ! આ નવલ શશીને વિશ્વ નિરખે !
ગયેલાનું પાછું મિલન મનથી માની હરખે.

વિયોગે વ્યક્તિમાં પ્રણય ધરતો કૈં નવીનતા,
નવી લાગે પ્રીતિ બહુ દિન પછી દર્શન થતાં;
સુધાંશુ તું સાચો પ્રણયરસનો પોષક ખરો,
શકે તું વિસ્તારી રસ રહી સદાયે રસભર્યો.

વિયોગે સંયોગે વિવિધ રસ દેતાં વિલસવું,
કદી ના દેખાવું, કદી ઘડીક આવી ખસી જવું;
નવા રૂપે નિત્યે સકળ જગનું સ્વાન્ત હરવું,
કહે શીખ્યો ક્યાંથી શશી ! સરસ એ કાર્ય સઘળું ?

તને જોતાં વા'લા ! હજુ હૃદય તૃપ્તિ નવ થઇ,
અરે ! ત્યાં તો તેડે જનક તુજને જો ! ઘર ભણી !
કરી ઉંચા ઉંચા કર જલધિ કૈં સાદ કરતો,
અધીરો શું આવો ! વિરહ પળ વેઠી ન શકતો !

વસે છે વાત્સલ્યે જરૂર કંઇ જુદો રસ ખરે !
અધીરી એ વૃત્તિ વિરલ જનનાં માનસ વરે !
ભલે નક્ષત્રોનો રસિકવર ! તું નાયક રહ્યો,
પરંતુ એ દૃષ્ટિ સતત નિરખે અર્ભક અહો !

અવસ્થાભેદે એ નહિ હૃદય ભિન્નત્વ ભજશે,
વસેલું વૃત્તિમાં પ્રલય સુધી ના શૈશવ જશે;
ઘડી બેને એ તો શત વરસ જેવી સમજશે,
અહો ! પ્રીતિ કેરૂં ગણિત પણ ન્યારૂં કંઇ દીસે !

ભલે જા ! અત્યારે મન જનકનું શાંત કરવા,
અને અંકે એને સુખદ શયને નિદ્રિત થવા;
વળી કાલે પાછો વિહરણમિષે વીર ! વળજે,
નિદાઘે બાળેલા હૃદય મહીં પીયૂષ ભરજે !



# ક્ષીણેન્દુ.

( શિખરિણી. )

સુધાથી સૃષ્ટિનું પ્રતિરજનીમાં પોષણ કરી,
અને એ સત્કર્મે નિજ શરીરને નિર્બળ કરી;
અહો ! આ અદ્યાપિ ઉદયકકુભાલંબ કરતો,
નિશીથે જો ! આવે રજનીકર કૈં કંપિત થતો !

જરાયોગે ઝાંખું જરૂર મુખ ભાસે થઇ ગયું,
ત્રપાથી ઢાંકેલું પણ પ્રકટ અર્ધું રહી ગયું;
જતાં તેજોલક્ષ્મી અનુપદ અરે ! યૌવન જતાં,
થતી લજ્જા લાગે ઉડુસમૂહ સંગે વિહરતાં.

મહાયત્ને ઉંચા શિથિલ કર એ ચાંય કરવા,
સુધાથી શું ઇચ્છે અબળ હજુએ વિશ્વ ભરવા ?
સમજ્યું હા ! જેણે પરહિત વિષે જીવન સદા,
કહો એના ચિત્તે કદી પણ વસે શું કૃપણતા ?

સુતેલી સૃષ્ટિને સદય નિરખે સ્નિગ્ધ નજરે,
અને કેવી વૃષ્ટિ અમરરસની એ પર કરે !
ન જાણો વા જાણો જગત, કંઇ તેની નહિ સ્પૃહા,
નિસર્ગપ્રેમીના હૃદય તણી કેવી વિશદતા !

સ્તુતિ કે કીર્ત્તિની, પરિચય તણી કે ફળ તણી,
રહે ઇચ્છા એ તો અધમ પરિપાટી જગતની;
પરંતુ પૂરેલાં હૃદય વિલસે જે પ્રણયથી,
કશી ઇચ્છાને એ ચરણ ધરવા દે ક્યમ કરી ?

ગતિ ધીમી થાતાં સમય પર આવી નવ શકે,
પ્રમાદે પેસીને પણ સદનમાં એ ન અટકે;
કૃતિ કો આ તારી શશી ! જગત સૂતું નવ જુએ,
અમૂલી પ્રીતિનાં પણ વિમળ ના ભાજન સૂએ.

અહો ! જો ને ! પેલી ઝબકી ઝટ જાગી કુમુદિની !
રહી ખીલી રાગે દયિતસુખનું દર્શન કરી;
ક્ષતિ કે વૃદ્ધિ આ જગતજનનાં નેત્ર નિરખે,
અને એની બુદ્ધિ સ્વહિતકૃત પક્ષદ્વય ગણે.

પરંતુ જે દૃષ્ટિ પ્રણય વિણ દેખે નવ કશું,
નથી એ વૃત્તિમાં વધવું ઘટવું કો દિન વસ્યું;
જુએ–જાણે છે એ તુજ વદનને એક સરખું,
અને નિત્યે એવું પ્રણયરસ કેરૂં વરસવું.

સુધાનાં એ સાચાં જરૂર અધિકારી જગ વિષે,
જુએ વૃષ્ટિ સૃષ્ટિ પણ હૃદય એનાં ગ્રહી શકે;
લગારે જ્યાં ઓછું મન નયન સૌંદર્ય નિરખે,
નહિ ત્યાં એ દૈવી પ્રણય કદીએ વીર ! વિલસે

કશી આશા ઉંડી, કંઈ પ્રણયને કારણ હશે,
ભરેલાં એ ભેદે નયન સમતા ના નિરખશે;
રહે રાચી એવા મનુજગણ જ્યાં મિશ્રણ વડે,
સુધા એની સુપ્તિ દૃઢતર નિવારી કયમ શકે ?



# ઉદ્બોધન.

( શાર્દૂલવિક્રીડિત. )

ખેલો વ્યોમવને મળી શિશુક સૌ તેજે ભર્યા તારલા !
ને કર્તવ્યવિમુક્ત બાળવયની માણો અમૂલી મજા !
સિંચી નિત્ય સુધા થકી જગતને ક્ષીણત્વ પામી ખરે !
વા'લો ચંદ્ર વડીલ હા ! તમ તણો પોઢયો પથારી પરે !

એથી અંતરમાં ઉદાસ ધરણી આ શ્યામ સાડી ધરે !
સંતાડે મુખ શોકથી કુમુદિની ના કાંઇ કેલિ કરે;
ઇચ્છે એ ન તમિસ્રને તમ તણા તેજોબળે ટાળવા,
ભોળાં બાળકને સદા ગુરૂજનો રાજી ચહે રાખવા.

સારી કે વસમી બને કુળ તણી કાળપ્રભાવે દશા,
વેઠે સર્વ કુટુંબીઓ પણ શિશુ ખેલે સદા ખેલમાં;
ના ઇચ્છો 'રજનીપતિ' 'દિનપતિ' એવાં પદો પામવા,
તો લેવો શ્રમ ના પડે તિમિરને કષ્ટો સહી કાપવા.

ના ઇચ્છા અધિકારની ઉર વિષે તે શાંતિ સેવી શકે,
વૃદ્ધિ કે ક્ષય કેરૂં કષ્ટ પણ ના એને વસે અંતરે;
ખેંચી જાય અજીત આત્મબળથી આ કાળ જો ! વિશ્વને,
તે નિત્યે નિરપેક્ષ જોઈ તમને ના કાંઇ બાધા કરે.

લોભી છો ન તમે મહત્પદ તણા તો કષ્ટ કાંઇ નહિ,
આસક્તિ ફળમાં નહિ કયમ ઉરે કર્ત્તવ્ય ચોટે કંઇ ?
જે રાહુ શશિસૂર્યની સરણિમાં નિત્યે વસીને નડે,
તે ક્યારે તમને કુવેણુ કથવા સામો ન માર્ગે મળે.

શત્રુ–મિત્ર તણા વિભેદ થકી આ સંસાર ભાસે ભર્યો,
તેનો સ્પર્શ થયો કદી ન તમને ચિંતા પછી શી કરો !
સંગે આજ વડીલ ના અહીં વસે એથી ઉરે કૈં ડરો !
વ્યક્તિ વત્સલ સર્વ બાલગણને એ વાત કાં વીસરો ?

વચ્ચે કેવી સુધાભરી સુખકરી આ વ્યોમગંગા વહે !
એના તીર પરે ઘડી વિરમતાં ના કષ્ટ કાંઈ રહે;
જો લાગે શ્રમ ચાલતાં નભ વિષે તો ત્યાં જઇ બેસજો,
વાયુ શીતળ ને સુધાશીકરથી શાંતિ સુખે સેવજો.

બાલુડો ધ્રુવ ધીર ઉત્તરપથે ઉભો દીસે આ અહીં,
એ મધ્યસ્થ થશે સદા તમ તણો નાનો ન માનો કંઇ;
આવે વિઘ્ન અનેક તો પણ નહિ તે સ્થાન ક્યારે ત્યજે,
એ ઉંચો ગુણ સર્વ વ્યોમચરમાં એ એકલાને ભજે.

ભૂલા જો ભમતાં તમે પડી જશો તો માર્ગ દર્શાવશે,
આકર્ષી દૃઢ શક્તિથી સરણિનો સંદેહ સૌ ટાળશે;
એની સર્વ પ્રદક્ષિણા કરી તમે ધીમા ક્રમે ચાલજો,
ઇચ્છા અંતરમાં નિપાત કદીએ ના થાય એ રાખજો.

આ જો ! ભ્રષ્ટ ત્વરા અયોગ્ય કરતાં તારો બિચારો થયો !
છોડી વ્યોમવિહાર મિત્રગણને પાતાળ માંહે પડચો;
એ સંદેશ કદી ન દુઃખ—સુખનો કા'વી શકે કોઇને,
ચૂકચે ચાલ, વિના વિનાશ જનની બીજી ગતિ શી બને !



# શરન્મેઘ.

( શિખરિણી. )

ઘણો વર્ષી વર્ષી સર સરિત સંપૂરિત કરી,
કુવા નાના મોટા વિમળ જળથી સત્વર ભરી;
બળેલા ભાનુથી દ્રુમ સકળને પલ્લવ દઇ,
ક્ષિતિને સંતોષી વિવિધ વધતો વૈભવ દઇ.

ખરે ! આજે ખાલી શરદઘન ! તું હા ! થઇ ગયો !
રહ્યું સૌ આપીને ધવલતર કાંતિ ધરી રહ્યો !
ભરેલું ના પેલું સજળ તન તારૂં કંઈ દીસે,
કલાપી કેકાથી તુજ ભણી નિહાળી નવ હસે.

નહિ ચંચૂ સામે તૃષિત બનીને ચાતક ધરે,
મલ્હારો મીઠાથી સુયશ જન એકે ન ઉચરે;
ભલે તું આકાશે ઉદિત રવિ ઢાંકી નવ શકે,
ભલે વારિધારા અનવરત નાખી નવ શકે.

તડિત્તેજે સે'જે જગત ચમકાવી નવ શકે,
ભલે ગાજી ગાજી હરિશિર ભ્રમાવી નવ શકે;
તથાપિ જે કીધું સમય પર તે સ્વલ્પ ન દીસે,
કર્યું તારૂં વા'લા ! અવર જગમાં કોણ કરશે ?

ધરિત્રીને ઢાંકી તૃણ, સલિલ ને ધાન્યઢગલે,
કરે યત્નો કોટિ પણ મનુજને તે નવ મળે;

કૃતિ એ સૌ તારી કદી ન તનુધારી વિસરશે,
નવોત્સાહે ગાશે પ્રમદદિન દીપોત્સવમિષે.

ભલે છોડી શોભા પરહૃદય પીડા પરહરી,
મહા મોંઘું વા'લું જીવન જગને અર્પણ કરી;
ભલે પીવા માટે પછી ન પણ પાસે જળ રહ્યું,
ભલે ગાજ્યા કેરૂં જરઠ તનમાં ના ગળ રહ્યું.

અહો ! આપી આપી પળવિપળ આપી અવનવું,
વિના માગ્યું હોંશે દઇ જગતને રિઝા બનવું;
સુકર્મો સંભારી પછી હૃદયમાં રંજિત થવું,
નહિ નિર્ભાગીની નિયતિ મહીં એવું નિરખવું.

વસી ખૂણે ખાતા મનુજ નજરે પુષ્કળ પડે,
અને વેંચી ખાતા પણ બહુ વિવેકી જન જડે;
પરંતુ કૈં રાખ્યા વગર નિજ સર્વસ્વ જગતને,
સમર્પી સંતોષે વસવું વિરલાથી પ્રિય ! બને.

કદી હેતાં જેને નિજ પર તણો ભેદ ન હતો,
ભલા ને ભુંડામાં સમ હૃદય રાખી વરસતો;
સુખી તે બીજાને નિરખી સુખ પામે ક્યમ નહિ ?
ધરે ધોળી કાંતિ ક્યમ ન જગને મસ્તક રહી ?



# વિદ્યુત્.

( હરિગીત. )

ઘેર્યું ગગનતળ જલધરે દશ દિશે તિમિર વ્યાપી રહ્યું,
ને વિશ્વ સઘળું અંધકાર–સમુદ્રમાં ડુબી ગયું;
કેવી ભયંકર શર્વરી ! નહિ ચંદ્ર નહિ તારા દીસે,
ઝિલ્લી તણો ઝંકાર કેવળ કર્ણમાં આવી વસે.

અજ્ઞાત છે આ માર્ગ ને દુર્ગમ મહાવન ભાસતું,
હિંસક પશુના શબ્દથી પળપળ રહે મન ત્રાસતું;
સહચર સકળ છોડી ગયા સ્વર દૂરથી નવ સાંભળે,
ઉત્સાહહીન અંતર ચરણ પણ શ્રમિત નવ ચાલી શકે.

વા'લી અહો ! વિદ્યુલ્લતે ! આ વ્યોમવનમાં ખેલવા,
આવી ભલે તું આ હૃદયમાં નવલ બળ કૈં આપવા;
કેવાં વિમળ ચંચળ નયનથી જગતને ચમકાવતી !
દિક્ સુંદરીને હર ઘડી કરી મંદ હાસ હસાવતી.

શી દંતની ચળકે દ્યુતિ ઉજ્જવલપણું શું અંગમાં !
શી ઘડી ઘડી સંતાય રમતી જલદના ઉત્સંગમાં !
એ અંક ત્યજીને આવતાં જો ! કૈંક જલધર ચડભડે !
તુજ વિરહથી વ્યાકુળ બની ઘેલો ગગનમાં ગડગડે.

આ દિવ્ય ખેલન તુજ હૃદયને સહજ વ્યોમવિહાર છે,
પણ આ હૃદયને અદ્વિતીય અવશ્ય એ આધાર છે;
ક્રીડનમિષે ઉપકાર કેવો તેં સખી ! મુજપર કર્યો.
નિષ્ફળ જતી દૃષ્ટિ સફળ કરી ચરણનો શ્રમ સૌ હર્યો.

શિરભાર કેરૂં સ્મરણ નહિ આયાસ અંતરને નહિ,
સંઘાતની ઈચ્છા નહિ ભીતી વનેચરની નહિ;
સહૃદય કેરૂં સહજ દર્શન પણ ન વ્યર્થ કદી જતું,
નવ શીખવે નવ સૂચવે પણ વિશ્વ પુષ્કળ પામતું.

શશધર ગયો સંતાઇ ને નક્ષત્ર પણ નાશી ગયાં,
એ સૌ અકિંચિત્કર અરે ! તારી પ્રવૃત્તિ કને થયાં;
આ નગર નિકટ જણાય તેનાં હર્મ્ય જો ! કેવાં હસે
વિશ્રાંતિ દેવા પાન્થને આતુર થઇ ઉભાં દીસે.

આ વૃક્ષ પણ થઇ સજ્જ કરતાં પથિકનું રક્ષણ અરે !
ને ગાજતો ઘન ઘડી ઘડી પ્રિય શબ્દથી સાન્ત્વન કરે;
સમુદાય મુજ સહચર તણો નવ અધિક દૂર ગયો દીસે;
ઘડી એકમાં આ સરળ નિર્ભય પંથ પણ પૂરો થશે.



# ધૂમ્રને.

( વસન્તતિલકા. )

આ શ્યામ મેઘ નભમાં ચડતો નિહાળી,
તેમાં દીસે મળી જવા થઇ વૃત્તિ તારી;
રે ! ધૂમ્ર ! અંબરપથે ચડવા ચહે શું ?
ને એથી આશ્રય સમીર તણો કરે શું ?

એવો તને ન અધિકાર, ન શક્તિ તારી,
તારો ન એ ઘન સજાતીય વ્યોમવાસી;
સ્વર્માર્ગ એ વિમળને વસવા તણો છે,
પ્રાણાર્પણે પ્રણયીના હૃદયે ગ્રહ્યો છે.

તું સર્વથા મલિન, નિંદિત ને નઠારો,
ક્યાંથી પવિત્ર પદ એ કદી પામવાનો !
એ વારિએ જગ વિષે વસી શું કર્યું છે ?
એના વિચાર વિણ કાં અથડાય ઉંચે ?

માલિન્ય એ સકળ વિશ્વ તણું મટાડે,
સંસર્ગથી પરમ શત્ય વળી પમાડે;
સંતાપ સૌ હૃદયમાં વસીને નિવારે,
ને અન્ય કાર્ય નિજ દેહ ત્યજી સુધારે.

તે સૃષ્ટિને શિર વિહાર કરી શકે છે;
સ્વચ્છંદ સ્વર્ગવનમાં વિચરી શકે છે;
દૃષ્ટિ વડે પણ જગદ્ભય એઃ હરે છે,
ને શબ્દમાત્ર થકી સાન્ત્વન એ કરે છે.

આ કૈંક કાળ પરશ્રેય કર્યા વિનાનો,
વીતાડવો અહીં પડે ઉર શોક એનો;
એથી અરે ! વદન ખિન્ન થયું દીસે છે,
ના શ્યામતા તુજ સમી વપુ એ વિષે છે.

તું તો ઘડી અહીં તહીં ફરી આસપાસે,
આ વૃક્ષ, શૈલ, રજમાં પડી શાંત થાશે;
એ સર્વ માંહિ તુજ કલ્મષ લિપ્ત થાશે,
તે મેઘના જળ વિના ન કદાપિ જાશે.

તું સર્વને મલિન સંગાતથી કરે છે,
ને દોષ એ જલદ જીવન દૈ હરે છે;
એવો પરસ્પર વિરોધ જહાં વસે છે,
ત્યાં ઐકયથી વિલસવા ઉર કાં ચહે છે ?



# લવણ.

( શિખરિણી. )

અહો ! કેવું તારૂં લવણ ! ઊજળું અંતર દીસે !
ખરૂં એ નિર્મેલું વિમળ વિધિએ કેવળ રસે;
રસાબ્ધિમાં ડૂબી રસમય થવાને ગળી જવું,
અને એ તત્ત્વોમાં અનુપમ અભેદે મળી જવું,

ખરે ! એ તું જાણે અવરજન છોને રસ પીએ !
રસેચ્છાથી રાચી ફરી ફરી કરી પાન વિલસે;
તને તો એ સ્વાર્થી કદી હૃદય ઇચ્છા થતી નથી,
રહી જુદું લેવો રસ ઉચિત માને નહિ કદી.

અરે ! હું તો નિત્યે ‘ રસિક ’ પદને શ્રેષ્ઠ ગણતો,
અને ઇચ્છા રે’વી રસની, સુદશા એ સમજતો;
રસે ડૂબી જાવું, રસ–જલધિમાં મત્ત ફરવું,
હતું ચિત્તે ચાહ્યું સતત રસથી સ્નાન કરવું.

પરંતુ તું દોરે અભિનવ પથે આ હૃદયને,
ક્રિયા એ સૌ ઓછી અધમ દીસતી અંતર તને;
બતાવે તું વા’લા ! ‘ રસિક ’ પદમાં ભેદ અમને,
જવું ડૂબી, ના’વું, તરવું સહુ તું ન્યૂન સમજે.

અહો ! ઓછું ઓછું હૃદય રસથી ભ્રાત ! ભરવું !
અને ઓછું એવું રસવિણ કશું ના નિરખવું !
અભેદે દૃષ્ટિ કે હૃદય, સુખ ક્યાંથી રહી શકે ?
અને ઇચ્છા એકે પણ પ્રકટ ક્યાંથી થઈ શકે ?

રસ સ્પર્શી સે'જે ત્વરિત પ્રિય ! તદ્રૂપ બનવું,
કદી દેખી, ચાખી, અનુભવી ન ભિન્નત્વ ભજવું;
રસે ડૂબી જાવું કદી જગત આ સાધી શકશે,
પડ્યા શું પાષાણો જલધિજળ માંહે નહિ હશે !

જતાં વર્ષો કોટિ પણ ન ઉર એ ભેદ ત્યજશે,
અને એની ક્યારે નહિ કઠિનતા મિત્ર ! મટશે;
અરે ! ભુંડી એવી શઠ હૃદય કેરી કઠિનતા !
ન દેખાશો સ્વપ્ને દૂરથી પણ એ નિષ્ઠુર દશા !

અરે ! જો ! આ સૃષ્ટિ તુજ હૃદયનું રક્ષણ કરે,
રસાત્મા જાણીને રસનિકટ ક્યારે નવ ધરે;
પરંતુ અંતે તું જરૂર રસનું રૂપ ધરશે,
અભેદે એ રીતે સકળ જગનું શ્રેય બનશે.



# નિર્જલ કૂપને.

( વસન્તતિલકા. )

પ્રાણી સમસ્ત તણી તર્ષ નિવારનારૂં,
યોષિત્સમૂહવદન પ્રતિબિંબવાળું;
સદ્‌વૃત્તના મન સમાન વિશુદ્ધ વારૂ,
ક્યાં તે ગયું સલિલ સંચિત કૂપ ! તારૂં ?

સીમંતિની સમુદયાવૃત નિત્ય રે'તું,
વર્ષાવિનોદ સહુને દિનરાત દેતું;
તે પાન્થમાત્રસનલોચન ખેંચનારૂં,
આજે અહો ! વિજન તીર જણાય તારૂં !

કાર્પણ્ય વારિધરનું તુજને નડ્યું શું ?
દુષ્કાળ–સંકટ ખરે ! ખમવું પડ્યું શું ?
હા ! અર્થીએ સકળ સંચય ખેંચી લીધો !
સંતપ્ત સૂર્યકિરણે પછી રિક્ત કીધો.

રાખ્યું હશે હૃદયમાં ભરી ગુપ્ત પાણી,
લોકે કર્યું ખનન અંતર એમ જાણી;
એથી થયું ઉર વિશેષ વિશાળ તારૂં !
કોઇ શકે ન કરી નિસ્પૃહનું નઠારૂં.

આવી અહીં વિમુખ સર્વ તૃષાર્ત્ત જાય,
તેનું તને હૃદયમાં બહુ દુઃખ થાય;
કોઈ પરંતુ ગણશે નહિ દોષ તારો !
ક્ષારાબ્ધિથી જરૂર તું જલહીન સારો.

એ અર્થીઓ સલિલશૂન્ય તને જુવે છે,
જીમૂતને જીગરથી પણ શાપ દે છે;
જોવા સજીવન તને મનથી ચહે છે,
ત્યાગપ્રતાપ તુજ વીર વદાન્ય ! તે છે.

રિક્તત્વનું હૃદય સંકટ ના ધરીશ,
પાષાણ પાંસુ થકી પેટ નહિં ભરીશ;
કાલે નિદાઘદિન દુસ્તર વીતી જાશે,
પર્જન્યવૃષ્ટિ પણ વાંચ્છિત સદ્ય થાશે.

પામીશ તું પ્રથમની ફરીને અવસ્થા,
મોંઘી તને નહિ પડે મળવી મહત્તા;
મત્સ્યાદિ વારિચર સત્વર આવશે સૌ,
ને આ પ્રદેશ ગુણ ગાઈ ગજાવશે સૌ.

જો ! કૂપ કૈંક રજ, પત્થર, કાષ્ટ આદિ,
કાળે કરી થઈ અધીર ગયા પૂરાઈ;
તે મેઘનો નહિ હવે કદી લાભ લેશે.
ને બિંદુ માત્ર જગને નહિ નીર દેશે.

ભૂલી જશે મનુજ સર્વ નિશાની તેની,
અન્યોપકાર વિણ કીર્ત્તિ ગવાય કેની ?
તું તો રહ્યો ધનરસાર્જન યોગ્ય આજે !
આભાર ઈશ્વર તણા પ્રિય ! એજ ગાજે.



# શ્મશાન.

( હરિણી )

કઠિન ગિરિનાં હૈયાં ભેદી ક્ષિતિતળ ખોદતી,
ખળખળ તણા ભારી શબ્દે પ્રદેશ ગજાવતી;
તટ ઉપરનાં રૂડાં વૃક્ષો અનેક ઉખેડતી,
તરૂણ તટિની ! તું ઉત્સાહે ઉતાવળી આવતી.

પણ પડી ગઈ કાં કાં ધીમી અરે ! અહીં આવતાં ?
થરથર થતી મૂંગી મૂંગી ઉદાસ જણાય કાં ?
હૃદય ભરતી ગાંભીર્યે ને કંઇક વિચારતી,
ઉર ઉછળતા ઉંચા નીચા તરંગ શમાવતી.

નિકટતર હા ! જોયું આંખી સપાટ શ્મશાન આ !
મનુજગણનું સાચું છેલ્લું સુવા તણું સ્થાન આ;
અતિ ગભીરતા એની ભાળી ગભીર બની ગઇ,
ભય મરણનો સંભારીને કંઇ હબકી ગઇ.

સ્થળ વિષમ આ સેંજે સૌનાં ભરે ઉર શોકથી,
તરૂ પણ અહીં જો ને ! ઉભાં વિલીન વિચારથી,
અનિમિષ રહ્યાં અંતઃશોકે પરસ્પર દેખતાં,
મરણ ભયને આ સંસર્ગે શકે સમજી ગયાં !

વિહગ પણ આ શોકાવેશે રહ્યાં ધરી મૌનને,
કરૂણ રવથી ક્યારે ક્યારે કંઈ લવતાં દીસે;
અહીં તહીં દીસે નાના મોટા રહ્યા ઢગ રાખના,
સ્થળ સકળમાં ભાસે શાંતિ ભયંકર સર્વથા.

જરૂર જનના આક્રંદોને અહર્નિશ સાંભળી,
તરૂ ખગ તણી સાથે તું એ ઉદાસ દીસે બની;
વગર ગુરૂએ શિક્ષા સાચી અહીં સહુને મળે,
વિમળ મન તો તારૂં શિક્ષા ગ્રહી ક્યમ ના શકે ?

નવલ વયમાં નીતિનો કૈં વિચાર નહિ હતો,
વિભવ વધતાં હા ! હા ! હાથે અનર્થ ઘણો થયો !
ફળ કુસુમથી ઝૂકી રે'તાં ઘણાં તરૂઓ હણ્યાં,
તુજ તટ તણી શોભા સાથે વહી સહુ એ ગયાં.

અનુચિત તને એવાં કૃત્યો સખી ! અહીં સાંભરે,
કંઈ હૃદયમાં ભાવિ કેરો વિચાર વધ્યો દીસે;
જીવન જગનું જે વીતે તે નહિ ફરીને મળે,
જળ વહી જતું ધીરે ધીરે નિરંતર જો ! વહે !

અસર સ્થળની દેખાતી આ દરેક પદાર્થમાં,
પણ કઠિન હા ! સૌથી હૈયાં દીસે મનુજાતનાં;
અનુદિન અહીં આવે, દેખે, વિવાદ વળી કરે,
પણ પુર ભણી જાતાં પાછાં બને તદવસ્થ તે !

શવ કર થકી સો બાળે તે સુરાલય સંચરે,
બુધ જન તણી એ ઉક્તિમાં રહસ્ય ઘણું દીસે;
બહુ વખતના યોગે વૃત્તિ પ્રશાંત થતી હશે,
સુરસદનમાં જે શાંતિથી ભર્યા વિબુધો વસે.

સહજ સુલટી શિક્ષા દેતું ખરૂં સ્થળ જોઇને,
હરહૃદયને રે'વા માટે પસંદ પડચું હશે !
અહીં રહી કર્યું હૈયું ભોળું પ્રપંચ ત્યજ્યા હશે,
મદન હણવા કેરી શક્તિ થહી અહીંથી હશે,

તુજ હૃદયને એવી રીતે મળી સખી ! શુદ્ધતા,
મલિન જગની શુદ્ધિ તારૂં કરે જળ જો ! સદા,
હૃદય પણ આ તારા સંગે વિશુદ્ધ બની શકે,
તુજ જળ સમું થાયે એવી સદૈવ સ્પૃહા રહે.



# એક વૃક્ષને.

( મન્દાક્રાન્તા. )

એકાંતે આ વિજન વનમાં એકલું ધ્યાનલીન,
જો ! ઉભેલું હૃદય રડતું વૃક્ષ દેખાય ખિન્ન;
ના દીસે કો નિકટ સુખ કે દુઃખને પૂછનારૂં,
મીઠી વાણી થકી હૃદયને ધૈર્ય કૈં આપનારૂં.

ચોપાસે આ વિપુલ ગગને ભૂમિને ચૂમી લીધી,
દૃષ્ટિ દૂરે પણ વિચરતી હા ! દીસે બંધ કીધી;
અદ્રિ કેરી ક્ષિતિજ ઉપરે પંક્તિ પેલી જણાય,
રે ! એથી તો ભય અધિક આ ભીત ચિત્તે ભરાય.

હા ! હા ! સંગી અવર વિટપિન્ ! ના અહીં કોઇ તારૂં !
એકાકી ને અશરણ બની રોઇને નિત્ય રે'વું;
ભુંડો ભાનુ કદીક તપીને અંગ તારૂં તપાવે.
ને ઓચિંતો કદી અનિલ આ ધૃષ્ટ આવી ધ્રુજાવે.

ક્યારે પેલો જલદ શરના તીવ્ર આઘાત દેતો,
ગાજી ગાજી કઠિન કદીએ હા ! હશે શબ્દ કે'તો;
એ સૌ વા'લા ! સહન કરવું એજ તેં તો વિચાર્યું,
'સાંખી રે'વું સુખથી સઘળું' એજ શું સૂત્ર તારૂં ?

આપત્તિ તો જરૂર ઉરને હિંમ્યટો શક્તિ દે છે,
ને કો યત્ને નહિ મળી શકે શીખ એ શીખવે છે;
સંકષ્ટો સૌ હસી રડી કદી વીર ! વેઠી શકાય.
કે'વા કેરૂં પણ સ્થળ નહિ કેમ એ તો ખમાય ?

દુઃખો ગાઇ મનુજ મનનો ભાર ઓછો કરે છે,
એવું એકે પણ ઉચિત ના પાત્ર તારી કને છે;
નાનાં નાનાં તૃણ સમીપમાં આ ઉગેલાં દીસે છે,
મૈત્રી તારી ગ્રહણ કરવા રે ! નહિ યોગ્ય એ છે.

એ પોતાના ક્ષણિક સુખમાં મગ્ન રે'તાં જણાય,
આજે ઉગી કંઇક દિનમાં સર્વ સુકાઇ જાય;
વેલી પેલી તુજ શરીરને ચોંટી ઉંચે ચડે છે,
સંગે રે'વા કથન સુણવા એકલી યોગ્ય એ છે.

નવ્યોત્સાહે, નવલ દળ ને નવ્ય પુષ્પે ખીલેલી,
પામી તારૂં શરણ સુખમાં વાધતી એ વસેલી;
એને ક્યારે પણ નવ કહે કેમ તું કષ્ટ તારૂં ?
શું મુગ્ધાના મૃદુલ મનને શોષવું એ ન સારૂં ?

ભોળું હૈયું સુખ દુઃખ તણો ભેદ ના જાણનારૂં,
એને બાળી સુખ હૃદયને કેમ દેવાય વારૂ ?
સેવ્યું જેણે શરણ સુખમાં તે રહે સર્વ રીતે,
સ્તિ એવી તુજ હૃદયની ઉચ્ચ આહા ! દીસે છે !

વૃત્તિ એવી તુજ હૃદયની થાય તારા પ્રસંગે,
એ ઇચ્છા, એ ફળ હૃદય આ પામી સામીપ્ય યાચે;
ભીરૂ હૈયાં પરિજન તણાં રોઇ બેસી રહે છે,
દુઃખી જાણી પ્રણયવશ હા ! એ બિચારાં બળે છે.

એની પાસે રૂદન કરીને ના કદાપી રડાવું,
સંતોષે એ સતત વિલસે એ જ કર્તવ્ય મારૂં;
અર્પી એને ભર હૃદયનો દુઃખમાંહે ડુબાવી,
રાચું, એવી અધમ બનશો ના કદી બુદ્ધિ મારી.



# કુસુમને.

( મન્દાક્રાન્તા. )

કેવી તારી કુસુમ ! સુરભિ આજ આનંદ આપે !
ને આ કેવું મધુર હસવું વિશ્વને ચિત્ત વ્યાપે !
કેવી ખીલી સકળ કુમળી પાંખડી આ રૂપાળી !
શોભે શોભે રસ પણ રહ્યો શો દીસે દિવ્ય જાળી !

ધીરો વાયુ તુજ સુરભિ આ વિશ્વ માટે વહે છે,
ને પ્રેમીનાં હૃદય રીઝવી ધન્યતા કાંઇ લે છેઃ
તારા–એના અમળ ઉરનું મિત્ર ! કેવું મહત્વ !
આત્મા વા'લો નહિ ઇતરથી ઇષ્ટમાં ના મમત્વ;

કેવું કાલે હરિત લતિકા ઉપરે હિંચતું'તું !
ભોગી પેલા મધુપ ગણને પાસ બોલાવતું તું;
એ સંદેશો અનિલ તુજનો ભૃંગને આપી સંગે,
બેસાડીને હૃદય ઉપરે લાવતો એ ઉમંગે.

ભોળા ભૃંગો તુજ નિકટ કૈં નાચતા બાળમિત્રો,
મીઠી મીઠી રસિક વદતા પ્રેમની કાંઇ વાતો;
કેવું તારૂં વદન ચૂમતા ને રસે મગ્ન થાતા !
તું એ કેવું મુદિત બનતું હા ! મધુ મિષ્ટ પાતાં !

મીઠી વા'લાં ! ગઇ રમતની એ દશા દૂર તારી,
સંબંધીનું શરણ તજી તું આવ્યું સંસાર માંહી;
માળી કેરા કઠિન કરનો દુષ્ટ કૈં દંશ લાગ્યો,
ને વા'લાનો હૃદય રૂચતો સંગ એણે ત્યજાવ્યો.

એ તો વા'લાં ! ક્રમ જગતમાં કાળ કેરો દીસે છે;
સારી માઠી પણ નહિ દશા સર્વદા એક રે' છે;
વા'લાં કેરી અચળ ન રહે કોઇને શીર્ષ છાયા,
એ ઝૂલો, એ રમત ત્યજવી કેમ અંતે પડે ના ?

ક્રીડા તારી શિશુવય તણી આજ જુની ગણાઇ,
જુદા મિત્રો નવલ જગમાં નવ્ય કર્ત્તવ્ય કાંઇ;
જો ! આ આવે મધુપ હજુએ પૂર્વ કેરી પિછાણે,
રોકે એને કર મનુજના દૂર વા હાંકી કાઢે.

મિત્રો કેરા વિરહ થકી તું ખિન્ન વા'લાં ! બને છે
જો ! આ મારૂં હૃદય બનવા ભૃંગ તારો ચહે છે !
તારી મીઠી પ્રણયરસની કે' મને વાત કાંઇ,
અંતઃશોકે અરર ! ક્રમથી જાય તું કાં સુકાઇ ?

હા ! આ તારા રૂચિર હૃદયે શ્યામતા કૈં છવાતી;
ઉંડી છાયા પ્રબળ પડતી મૃત્યુની એ જણાતી;
મીઠા તારા સકળ રસમાં, હાસમાં એ ભળી છે;
ધીરે ધીરે વધતી સુરભિ સંગ જો ને ! મળી છે.

જાણે એને તુજ હૃદય ના પૂર્વવત્ એ હસે છે,
તોએ એમાં કંઇ ગભીરતા આજ આવી દીસે છે;
વા'લાં ! કાલે વળી તુજ દશા કાંઇ જુદી જણાશે,
આ કર્ત્તવ્યો, હસવું પણ આ સર્વ સંપૂર્ણ થાશે.

મિત્રોની ને જગ સકળની એ જ અંતે દશા છે,
વ્યાપી રે'વી સુરભિ સઘળે એ જ મીઠી મજા છે;
તારી આવી સહજ સુરભિ સૃષ્ટિથી ના ભૂલાશે,
ને આત્માની પ્રિય ! અમરતા મૃત્યુથી ના લુટાશે.



# મેઘ અને મયૂર.

( દ્રુતવિલમ્બિત. )

ગગનમાં તુજને ઘન ! દેખતાં,
મુદિત અંતર થાય મયૂર આ;
ઘડી ઘડી મુખ ઉન્નત એ કરે,
શ્રવણ ગર્જન સાંભળવા ધરે.

નવ ચહે તુજ જીવન પામવા
નહિ તૃષા નિજ લેશ મટાડવા;
નહિ વદી પ્રિય વાક્ય ફસાવવા,
ન વળી સ્વાર્થ કશો પણ સાધવા.

સલિલ તો સર ને સરિતા વિષે,
ગિરિ તણાં ઝરણાં થકી પામશે;
નહિ તૃષાતુર ચાતક તુલ્ય એ,
મુખ વિકાસી કદી જળ માગશે.

હૃદય કેવળ ગર્જનમાં રમે !
અવર કારણ ના વદવું ગમે;
જગ કરે તુજ આદર જો ! અતિ,
પણ અકારણ આદર એ નથી.

તન તહીં પડશે પ્રિય ! આપવું,
કૃપણનું નહિ તો પદ પામવું;
ઉદય એ તુજ પાત થવા ચહે,
ઉદય કેવળ આ ઉરમાં રહે,

સહજ આજ કળા ધરી એ ફરે,
ઘડી ઘડી કંઇ નર્ત્તન જો ! કરે !
વિકળ શું પ્રણયી હૃદયો હશે ?
જગતથી નહિ લજ્જિત એ થશે ?

જગથી દૂર અહો ! ઉર એ વસે !
જગત એ દૃગને પછી ક્યાં દીસે ?
નિકટ દૂર અવાજ કશો થતાં,
જરૂર એ તુજ ગર્જન જાણતાં.

કરી મનોહર શબ્દ કૂદી રહે,
અહહ ! શી ઉર ત્વન્મયતા વહે !
કૃપણ ગર્જનમાં પણ તું થશે,
પણ અભાવ ન એ ઉર આવશે.

સવ અભાવ કદી પણ ઉદ્‌ભવે !
પ્રણયી માનસ તે નહિ સંભવે;
નવ મળે અભિવાંચ્છિત વા મળે,
અચળ પ્રેમ પરંતુ નહિ ચળે.

નિકટ એ અધિકારી ન આવવા,
ભુજ ભરી તુજને નવ ભેટવા;
પ્રિય તણું કરી દર્શન દૂરથી,
હૃદય રાજી થશે સ્વર સાંભળી.



# સંદેશ.

( હરિણી )

પ્રણયના મીઠા મંત્રો તમે વદતાં હશો,
મધુર સ્વરથી એની વાતો કશી કરતાં હશો;
ગુ હૃદય આ લૂખાં સૂકાં કશું સમજે નહિ,
સહજ મળતી દૈવી શિક્ષા શકે નહિ સંગ્રહી.

પ્રણયરસનાં ઉંચાં પાત્રો અહો ! પ્રિય પંખીડાં !
જગજનકનાં સૌથી વા’લાં સુકોમળ બાલુડાં !
અમ શિર પરે સ્વેચ્છાચારી સદૈવ તમે ફરો,
સુર સરણિએ સ્વલ્પાયાસે સુખે વળી સંચરો.

અમ સદનમાં તોફાનો કૈં પ્રચંડ બની કરે,
અનિલ તમને તે ઉત્સંગે અને હૃદયે ધરે;
સુરનિકરના સંગે શીખ્યાં અલૌકિક ગીતડાં,
હૃદય ભરતાં દિવ્યાલાપે, સુધારસ સિંચતાં.

સહૃદય વિબુધે કે સંદેશો પિતા પરમેશ્વરે,
અગર પ્રણયે આપી રાખ્યો દીસે તમ અંતરે;
કંઈ નિકટ ને દૂરે બેસી તમે સમજાવતાં,
અનધિકૃત હા ! એ શિક્ષાને અમે નથી જાણતા !

મલિન મનનાં ને દુર્ભાગી અમે સહુ માનવી,
વિફળ છળમાં ડૂબી રે’તાં અહંપદમાં રમી;

અધમ તમને માની વા'લાં ગુરૂ થઇ વિશ્વનાં,
તમ ભણી કરી મીઠી દૃષ્ટિ કદી નહી દેખતાં.

કદર કશી એ સંદેશાની કરી શકીએ નહિ,
ઘર વરસતા પીયૂષે હા ! ઉરો ભરીએ નહિ,
કદી તમ તણા મીઠા શબ્દો નહિ મનને ગમે,
દૃશાદ કરથી ફેંકી ક્રોધે અવશ્ય ઉરાડીએ.

પણ નવ ગણો સ્નેહી ચિત્તે કશા અપરાધને,
મધુર વદવું ના મૂકી દ્યો થઇ વશ ક્રોધને;
પ્રણયી હૃદયો ના ના ક્યારે ગણે અપકારને,
પ્રકૃતિ પરના કલ્યાણાર્થે નિરંતર જે રમે.

વિમળ વિહગો ! ગાતાં રે'જો ભલે શ્રમ ના ફળે,
સતત સુણતાં કો કાળે આ ઉરે રસ આવશે;
અતિ પરિચયે અંતશ્ચક્ષુ કદી ઉઘડી જશે,
કદીક કરૂણા દેવી થાતાં રહસ્ય જડી જશે.

પ્રકટ પ્રણયી કો વા વિશ્વે ભવિષ્ય મહીં થશે,
તમ હૃદયના એ સદ્‌ભાવો જરૂર શીખી જશે,
વિશદ ઉરથી બંધુભાવે પછી અમને અને
સકળ જગને એ સંદેશો કહી સમજાવશે.



# હંસને.

( મન્દાક્રાન્તા. )

છોડી દે એ મલિન જળથી પૂર્ણ કાસાર કાળું !
તારે રે'વા સ્થળ ઉચિત એ નો'ય વા'લા ! નઠારૂં,
જોને ! પાસે અધમ વિહગો ધૃષ્ટ કેવાં ફરે છે !
દેખી તારૂં ધવળ તન હા ! હંસ ! હાંસી કરે છે !

એ ક્ષુદ્રોનાં ઉદર ભરવા કાજ આ ગર્ત્ત કીધો,
નીચે રાચ્યું હૃદય વિધિએ તેમને ભેટ દીધો;
ડોળું વારિ તુજ હૃદયને અંગને એ બગાડે,
ને દુર્ગન્ધે પણ મગજને મિત્ર ! મૂર્છા પમાડે;

તું તો જન્મ્યો વિમળ જળમાં માનસે મા'લવાને,
ને સદ્ગંધે કમળવનની સ્વાન્ત સંતોષવાને;
જ્યાં ખેલે છે અમિત પ્રણયી રાજહંસો રૂપાળા,
મીઠા બોલા મૃદુલ મનના તે સજાતીય તારા.

વૃત્તિ એવા સરસ સરમાં રાખીને ઊડ ઉંચે !
તો દેખાશે સ્થળ નિકટ એ યત્નને દૂર શું છે ?
વૃક્ષો, વેલા, વિમળ ઝરણાં, રમ્ય કુંજો હજારો,
તે સદ્ભાવે જરૂર કરશે સર્વ સત્કાર તારો.

પ્રેમી હૈયું સહજ સઘળે પૂર્ણ સત્કાર પામે,
એકીભાવે પ્રતિ હૃદયમાં વસ્તુમાં એ વિરામે;
કેવો ઉંચા શિખર થકી આ શોભતો શૈલ સામે !
કૌટિક્રીડા કુદરત તણી ત્યાં જવાથી જણાશે.

શૃંગો એનાં સકળ તુજને વીર ! વિશ્રાંતિ દેશે,
ને ઉચ્ચત્વે ગગનપથનો ભેદ સંપૂર્ણ કે'શે;
શીળો વાયુ સુરભિ વહીને ચાલશે સંગ તારી,
સ્પર્શી અંગે શ્રમ હૃદયનો નાંખશે એ નિવારી.

સાચો સૌનો સુહૃદ જગના જાડ્યને ટાળનારો,
જો ! આ ભાનુ નિકટ તુજને માર્ગ દર્શાવનારો,
આ સદ્ભાગી જલદ જગથી આવી ઉંચે રહેલો,
છાયાથી એ સતત હરશે સર્વ સંતાપ તારો.

એ સૌ કેરી સહજ કરૂણા કાં સ્મૃતિમાં ન આવે ?
જે નિઃસ્વાર્થે જન હૃદયને રાત દા'ડા રીઝાવે;
હા હા ! ભોળું ઉર મલિનની સંગતિથી બિચારૂં,
ભૂલ્યું ભાસે ભ્રમિત થઇને દિવ્ય હંસત્વ તારૂં !

ને એ રીતે વિમળ સરને, પદ્મની વાટિકાને,
હંસો કેરા ધવળ ગણને ભ્રાત ! ભૂલ્યું દીસે છે !
ક્ષુદ્રો પાસે નિજ હૃદયની જે મહત્તા જણાય !
તે પ્રાણીની અધમ ગતિનો મુખ્ય હેતુ મનાય.

એ સંયોગે સમય વધતાં ઠગી જ્યારે જવાય,
ત્યારે વા'લા ! અમરપથની કે ન આશા દેખાય;
હૈવી તારૂં હૃદય હજુએ કૈંઠ ઉંચું જુએ છે
તેથી લાગે સુલભ સુરતા ઊડ ! હા ઊડ ! ઉંચે !



# કૂજન.

( તોટક )

વન નિર્જન આ મનને ન ગમે,
પશુઓ બહુ હિંસક પાસ ભમે;
સ્વર કૈંક કઠોર વિહંગ વદે,
નવ અંતર કો સ્થળ માંહી ઠરે.

તરણિ પર આ અતિ ક્રૂર તપે,
દુઃખમાં પ્રતિકૂળ ન કોણ બને !
કશી કષ્ટકથા મુજ સાંભળવા,
અહીં એક મનુષ્ય ન પાસ અહા. !

અયિ કોમળ કૂજતી કોયલડી !
મન મિષ્ટ રવે હરતી મીઠડી;
તુજ પંચમ નાદ પડે શ્રવણે !
રસ અંતરમાં કંઇ ભવ્ય ભરે.

ભય ઉર તણો અતિ દૂર ગયો,
છલકી સુખસિંધુ સમીપ રહ્યો;
થઇ વિસ્મૃતિ સંકટ સર્વ તણી,
કંઇ શીતળતા હૃદયે પ્રકટી.

પણ એક જ હાં કુહુકાર કરી,
વિરમી મીઠડી ! ફરી બોલ જરી !
ઉરને રસનો કંઇ સ્વાદ દઇ,
અટકી પડવું પછી યોગ્ય નહિ.

વન દારૂણ આ તુજ શબ્દ થકી,
ત્યજવું ન ગમે પળ એક સખી !
રસીલી ! ફરી એક કુહુ કરી લે,
વધુ એક રસાંજલિ આ ભરી દે !

રસનો કંઇ સ્વાદ ભૂલાઇ ગયો,
રસતૃપ્તિ હશે થતી શું ન અહો !
કરથી ગ્રહવા તુજને ન ચહું,
શીખવા સ્વર ના કદી યત્ન કરૂં.

મુખ માનવતી ન બતાવ ભલે !
વસી ગુપ્ત રહે તરૂ માંય ભલે !
તુજ આ કુહુકાર કૃતાર્થ કરે,
ઉર અન્ય નહિ અભિલાષ ધરે.

તુજ વૈરી ન વાયસ પાસ વસે,
નહિ લુબ્ધક કોઇ નજીક દીસે;
નહિ કો તુજ ગાન નિષિદ્ધ ગણે,
કયમ આમ અકારણ મૌન ધરે ?

ફરી હા ! કુહુકાર લગાર થયો,
અડકી ઉરને ઝટ ઊડી ગયો;
ઝબકી ઉર તત્પર તુર્ત થયું.
પણ કૂજન તો વહી ક્યાંય ગયું,

રસની પળ દુર્લ્લભ કેવી દીસે ?
નવ આતુરને પણ માગી મળે;
પળ એ મળવી નહિ શક્ય શ્રમે,
બળ યુક્તિ કશું નહિ કામ કરે.

નહિ ઉદ્ભવ એ પ્રણયી પળનો,
કદી માનવના કર માંહી રહ્યો;
કર પ્રેમ તણે પળ એ વિલસે,
કંઇ ભાગ્યબળે ઉર આવી મળે.



જો માર્ગ આ નવ શકે મુજને બતાવી,
તો દિવ્ય આ ઘડીક આપીશ આંખ તારી ?
એ આંખથી લઉં જરા જગને નિહાળી,
પામું અભેદ પછી સંશય સર્વ ટાળી.



# હરિણી.

( વસન્તતિલકા. )

માતા તણા શરણથી વિછુટી પડેલી,
આત્મીયના વિરહથી દુઃખમાં ડૂબેલી;
કંપે અહો ! ભયથી આ હરિણી બિચારી,
વા'લા કુરંગ ! કરી સાન્ત્વન લે સ્વીકારી.

જો ! ખેદથી દીસતી આંખડી એની રાતી,
રોકી ન અશ્રુનદી એક પળે શકાતી;
આશાભર્યાં નયનથી તુજને નિહાળે,
દૃષ્ટિ ઘડી સ્થિર કરી ઘડી પાછી વાળે.

કે'વા ચહે પણ શકે નહિ કાંઇ બોલી,
ભીરૂ અનેક કરતી ઉર તર્ક ભોળી;
તારી બધી કૃતિ ગતિ રહી એ તપાસી,
શું તું વદીશ ઉર એ જ રહી વિમાસી.

એને મનોજ્ઞ દીસતું વન માત સંગે,
ને ખેલતી, વિચરતી, ચરતી ઉમંગે;
ભીતિ હતી હૃદયથી ન કદાપિ ભાળી,
વિશ્વાબ્ધિના તટ પરે રમતી રૂપાળી.

વન ભવ્ય અપાર બહાર દીસે,
નહિ જ્યાં ભયનું પણ નામ હશે;
ઋષિના વળી આશ્રમ પાસ ઘણા,
ફળ ને જળથી ભરપૂર સદા.

જન ત્યાં પ્રણયાર્દ્ર ઉદાર વસે,
ઋષિબાળ અનેક પવિત્ર દીસે;
નિરખી તુજને ખુશી સર્વ થશે,
પ્રતિબંધ ન કોઇ કશો કરશે.

થઇ નિર્ભય ત્યાં સુખથી ફરજે,
મન તૃપ્ત થતાં સુધી ત્યાં ચરજે;
નહિ કોઇ તણાં મન સ્વાર્થ ભર્યાં,
નહિ નિર્દય ત્યાં જન કોઇ જરા.

વળી લુબ્ધક ત્યાં નહિ આવી શકે,
નહિ ગોફણ કોઇ ચલાવી શકે;
તુજ લાયક એ વનમાં પ્રિય ! જા !
મુખ મૃત્યુ તણું ત્યજી જા ! ઝટ જા !



# મૃગ અને ગાન.

( મન્દાક્રાન્તા. )

મૂકી દે છે હરિત તૃણ આ કાં મુખેથી કુરંગ ?
ઓચિંતો શું તુજ સ્મરણમાં કાંઇ આવ્યો પ્રસંગ ?
ચારે બાજુ ચપળ નયનો સંભ્રમે ફેરવે શું ?
ઉંચે હૈયે વિકળ સરખો શબ્દ કૈં સાંભળે શું ?

શું સંકષ્ટે પ્રિય હરિણિએ દૂરથી સાદ કીધો ?
કે શાર્દૂલે ગહન વનમાં ઉગ્ર કૈં શબ્દ કીધો ?
હા હા ! સામે સ્વર મધુર કૈં ગાનના સંભળાય !
તેથી તારૂં હૃદય સહસા ત્યાં જવાને તણાય !

ભોળા ! એ તો નહિ પ્રણયથી પૂર્ણ સંગીત કાંઈ,
વ્યાધો કેરી અબુધ મૃગનાં મૃત્યુની એ ભવાઇ;
ના એ વા'લા ! રસિક કવિતા, મૃત્યુનો સાદ એ છે !
એ શબ્દોમાં–સ્વર સકળમાં–ઝેર પૂરૂં વહે છે,

હા ! એ ચાલ્યો મરણમુખમાં શીખ ના કાંઇ માની,
પો'ચ્યા કર્ણો પ્રથમ થકી ત્યાં સાંભળે વાત શાની ?
કૂદી કૂદી સ્વર ભણી જતો ઠોકરો કૈંક ખાતો,
આડે માર્ગે તન પટકતો કંટકોથી વિંધાતો.

ને મૃત્યુના અનુચર કને આવી નિઃશંક ઉભો !
કેવો કાળો શબર કરમાં બીન લૈ કાંઇ ગાતો !
વાયુથી યે વિટપ હલતાં ત્રાસીને નાશી જાય,
મૃત્યુ સામે નિડર બની તે બેસતાં ના ડગાય.

ભૂલે પ્રાણી નિજ પ્રકૃતિ ને વૈર મૂકે વિસારી,
એ તો શક્તિ પ્રણય ! નિરખી કો અનિર્વાચ્ય તારી !
કોટિ યત્નો થકી પણ ફરી ના શકે જે નિસર્ગ !
તેને નાખે પલટી પળમાં પ્રેમ ! તારો પ્રસંગ.

તું સ્રષ્ટાના ક્રમ–નિયમથી દૂર રે'તો દીસે છે !
તારી સત્તા નહિ હૃદયથી કોઇ માપી શકે છે !
જો ! આ કેવો હરિણ પ્રણયી ગાનથી તુષ્ટ થાતો !
રોમે રોમે રસ પ્રકટતાં ભવ્ય ભાવે ભીંજાતો.

ભૂલ્યો વા'લું વન, સરિત ને શૈલનાં શૃંગ ભૂલ્યો !
ભૂલ્યો ભીતિ, મરણ, મૃગતા, સૃષ્ટિનો સંગ ભૂલ્યો !
પ્રેમી દોલા ઉપર હિંચતો પ્રેમપૂરે તણાતો,
ભૂલ્યો 'હું ને ઇતર' તણી એ ભેદસંપૂર્ણ વાતો.

ને ઓચિંતું શબરકરથી છૂટતું બાણ આવ્યું;
વિંધી નાખ્યું હૃદય કુમળું મૃત્યુને સંગ લાવ્યું;
કેવી તારી કૃતિ અધમ આ ? વ્યાધ ! વિશ્વાસઘાતી !
ભુંડી સૃષ્ટિ પ્રણયી મૃગને માનશે મૂર્ખ આથી.

પ્રેમાવેશી હૃદય હણતાં કૈં ન કીધો વિચાર ?
ભોળા હૈયા ઉપર કરૂણા શું ન આવી લગાર !
ભુંડું ભાવિ અહહ ! તુજને દુષ્ટ પંથે ચલાવે,
તેથી તારા મલિન ઉરમાં હા ! દયા કેમ આવે ?

પ્રેમીને તો રસ અધિક છે મૃત્યુના અંક માંહી,
ભેદભ્રાંતિરહિત હૃદયે કષ્ટ શું હોય કાંઈ
મીઠું મૃત્યુ સરસ સમયે ભેદ ભૂલાઇ જાતાં,
નિર્ભાગીને જરૂર ન મળે ચિત્તથી નિત્ય ચા'તાં.

એ તો પામ્યો રસજલધિમાં ઉચ્ચ એકત્વ આજે,
ઘેર્યું પાપે તુજ હૃદયને તે નહિ મુકત થાશે;
મૃત્યુથી કે જીવનથી તને ના થશે શાંતિ કયારે,
એની શાંતિ અમરસુખને માનતી તુચ્છ ત્યારે.

કંપે વા'લા મૃગ ! હૃદય આ નાશ તારો નિહાળી,
શું માને તું પ્રણયી હૃદયે તે શકું હું ન જાણી;
હા ! શું માને ? રસમય ઉરે માનવું કયાં સમાય ?
માની લેજો જન જગતના જે મતિથી જણાય.



# વિદ્ધ મૃગ.

( હરિગીત. )

સંગીત, લુબ્ધક ! સુખદ તારૂં આમ નવ અટકાવ તું,
રસમાં મને મરવા દઇ રસિકતત્વ પૂર્ણ બતાવ તું;
આ મોક્ષથી મોંઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણના સંપાતથી પંચત્વ આ સમયે મળ્યું.

શર લક્ષ બીજાં ફેંક વા તલવારનો કર ઘા ભલે,
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે!
રસની ધુની હૃદયે વહે, રસમાં અધિક છું મગ્ન હું,
રસરૂપ જગત જણાય આ રસને વળી વરસાવ તું.

આને ભલે મૃત્યુ ગણી આણે દયા દીલ માનવી,
પણ વૃષ્ટિ પ્રેમામૃત તણી મારે હૃદયથી માનવી;
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો રસમેઘ પણ વરસી રહ્યો,
મીંચી નયન અવલોકતાં આજે કૃતારથ હું થયો.

વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડ્યો,
પણ હર્ષવર્ષણનો પુરંદર આજ તું મુજને મળ્યો;
મારી વ્યથા અવલોકીને દીલ નવ દયા લાવીશ તું,
અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તું.

મુજ માંસને માટે અધીરો એક પળ ન બનીશ તું,
સારંગી રંગભરી ઘડી કરથી ન દૂર કરીશ તું;
દઇ તાલ સાયકપાતથી કર ગાન એ પણ ઇષ્ટ છે,
આ પ્રેમપારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે.



# શ્રાન્ત વૃષભને.

( દ્રુતવિલમ્બિત. )

પ્રખર ભાસ્કરનાં કિરણો પડે,
વિટપી એક નહિ નજરે ચડે;
ધરણી ઉપર પાય ધરાય ના,
પથિક દૂર સમીપ જણાય ના.

અયિ ધુરંધર ! ધીરજ ખોઇને,
વિરમવું વચમાં ન ઘટે તને;
તુજ તણો ભરૂસો હૃદયે ધરી;
ઉચિત ભાર લીધો શકટે ભરી.

વદન દીન કરી પડવું હવે,
ધવલ ! એ તુજ યોગ્ય નહિ દીસે;
હજી રહી પણ ઘેર જવું ઘટે
રૂદનથી નહિં વાટ કદી ઘટે.

ગગનમાં રવિ આતુર જો ! ચડે !
શ્રમ સહે પશુ ના અટકી પડે;
જરૂર એ સ્થળ ઇચ્છિત પામશે,
તિમિર આ ભૂમિને પછી ઘેરશે.

નયનથી વળી માર્ગ ન સૂઝશે,
અધમ તસ્કર લૂંટ ચલાવશે;
સમય નિષ્ફળ આમ ગુમાવતાં,
ફળ ન વાંચ્છિત કો પણ પામતાં.

તૃણ અને જળ ના મળશે અહીં,
શ્રમ રવિકરથી ટળશે નહિ;
ધવલ ધૂર્વહ ! ઊઠ ઉમંગથી,
ઇતરસાધ્ય અહો ! કૃતિ આ નથી.

અટકવું ઉર જો તુજ ચાહતું,
ઘર થકી નવ ચાલવું તો હતું;
જગત આ કૃતિથી હસશે તને,
નહિ પ્રતીતિ પડે પછી કોઇને.

શ્રમજળે તનને નવરાવવું,
સબળને સુખ એ જ મળે ખરૂં;
સ્વર કઠોર કદી નહિ એ સહે,
અબળ તાડનથી પણ ના ખસે.

શકટ કોટિ ધુરંધર માર્ગ આ,
નહિ અભીષ્ટ સ્થળે લઇ શું ગયા ?
અચળ ચિહ્ન પડી અહીં જો ! રહ્યાં !
અકટ એ તુજને ન જણાય ?

તુજ સજાતીય એ સઘળા હતા,
સમજી ધર્મ સદા પથ કાપતા;
ગમન આ તુજને ન કશું નવું,
વહન ભારનું ના અણગિંતવ્યું.



# એ દષ્ટિ.

( મન્દાક્રાન્તા. )

એ દૃષ્ટિ આ જગ સકળમાં પૂર્ણ સૌંદર્ય જોતી,
ને મીઠી કૈં કુદરત તણી લા'ણુ સર્વત્ર લેતી;
વ્યક્તિ માત્રે વસી વિમળતા એકતા એ નિહાળે,
જૂઠો પેલો જગ વિષયનો ભેદ ના કાંઇ ભાળે.

દેવી પ્રીતિ! તુજ ચરણના સ્પર્શનો એ પ્રભાવ,
તું અર્પે તો સુલભ જનને કાં ન સર્વાત્મ–ભાવ?
છો ને લક્ષ્મી, સુખ સકળ આ સૃષ્ટિનાં નષ્ટ થાય!
છો ને આશા પણ નવ ફળે, સ્વાર્થ ના કૈં સધાય!

દીધી દૃષ્ટિ પ્રણયમય તેં અન્યથા તે ન થાય,
તો વા'લી! કૈં અવર ફળ આ ચિત્ત મારૂં ન ચા'ય;
સંસારી સૌ ગડમથલ ને હું–તુંના ભેદ—વાદ,
એ દૃષ્ટિથી નવીન ધરતા રૂપ પ્રત્યક્ષ થાય.

દેવી રંગે વિષય દૃગનો રંગતી તું રસીલી!
આવી શક્તિ અનુપમ અરે! મેં ન અન્યત્ર દીઠી!
જે ના જાણ્યું, અનુભવ તણા માર્ગ માંહે ન આવ્યું!
તે સાધીને સહજ સહુ એ દૃષ્ટિથી તેં બતાવ્યું.

એ દૃષ્ટિ તો વધતી વધતી ચાલી ચોમેર જાય,
સીમા એની નહિ નિયત ને ના કશો અંતરાય;

આ જો ! એને નવલ રચના કાંઇ ઉંચે દીસે છે !
દૈવી સૃષ્ટિ સુર સકળની વા'લી ! શું ત્યાં વસે છે ?

ઉંચે ઉંચે અધિક અહીંથી હા ! મજા કાંઇ મીઠી !
તેડી જા ત્યાં ! કંઇક બળ દે ! આવવા સંગ ઉડી !
જો ! એ વા'લી ! અમર અમને સ્નેહથી સાદ દે છે !
વૃત્તિ એની વિશદ સુખમાં ભાગ સૌનો ગણે છે.

ઊડું ઊડું હૃદય કરતું ઉછળી આ રહે છે,
વા'લી ! ઝાલી કર વિચર તું ! ઢીલ શાને કરે છે ?
હા હા ! સંગે લઇ ખરર એ સ્વર્ગ માર્ગે સિધાવી !
ચાલી ઉંચે તરૂ, ગિરિ અને મેઘમાળા વટાવી.

ના કલ્પાંતો જડ જગતના શોક સંતાપ કેરા !
આવે ક્યારે શ્રવણ પથમાં ચિત્તને ચીરનારા;
ઝેરી વાયુ મલિન જગના દુષ્ટ સંસર્ગવાળો,
જો જો ! આવી અહીં નહિ શકે મૃત્યુનો મિત્ર પેલો !

આ કો દૈવી સુરભિ વહીને નિર્મળો વાયુ વાય,
સ્પર્શી અંગે પુલકિત કરે શીતભાવે સહાય;
આ જો ! કેવાં વિવિધ વિચરે વ્યોમમાર્ગે વિમાનો !
એમાં ખેલે ખચિત વિબુધો હર્ષવર્ષી હજારો.

કેવી એના મૃદુલ મુખની દિવ્ય દેખાય કાંતિ !
શી નિઃસ્વાર્થ પ્રણયપરતા ! સ્વાન્તની કેવી શાંતિ !

દૃષ્ટિ એની સદય સઘળે એક ભાવે ઠરે છે,
ને એમાંએ ચકચકતી કૈં તારી મૂર્ત્તિ દીસે છે.

હા ! હા ! વા’લી ! જરૂર સુરનો સર્ગ આ તેં વસાવ્યો !
સેવી તારૂં શરણ સહુ એ સ્વર્ગમાં સંઘ આવ્યો !
હેવી સૃષ્ટિ કયમ જગતનો એ કરે સ્પર્શ ક્યારે ?
ને એ દૃષ્ટિ પિહિત પળ ના–જાગતી જ્યોતિ હા ! એ !

દીપ્તિ તારી તનુ–હૃદયમાં પૂર્ણ જ્યારે પ્રકાશે,
એકે અંશે તિમિર પછી ત્યાં કેમ સત્કાર પામે ?
એ ઉદ્‌ગારે અમરરસના તૃપ્ત રે’તા જણાય,
ના કૈં ઇચ્છા સરળ હૃદયે, તુચ્છ તૃષ્ણા ન કાંય.

વા’લી ! તારા વિમળ યશનાં ગીત એ નિત્ય ગાય,
તું એ એને વીસરી ઘડીએ ના કદી દૂર થાય;
હુંએ ત્યારે અમરસુખ આ છોડીને કેમ જાઉં ?
ઉંચે આવી પછી અધમ શું પાનને ચિત્ત ચાહું ?

ઉંચું કીધું શરણ દઇ તે રાખજે ઉર ઉંચું,
ને વૃત્તિમાં સતત વસજે એકલું એ જ યાચું;
નીચી દૃષ્ટિ નરક ભુમિમાં પ્રાણીને લૈ જનારી,
સ્વપ્નામાંએ વિપળ વસશો ના કદી કષ્ટકારી.



# શંકા.

( શિખરિણી )

જવા દે ઓ વા'લા ! અફળ વિષયે યત્ન કરવા,
તળેથી તૂટેલો કયમ સલિલથી કુંભ ભરવા ?
કશી શંકા પેઠી હૃદય મહીં કે' કારણ વડે,
નિવૃત્તિના યત્નો પ્રબળ પણ ત્યાં નિષ્ફળ જશે.

વસે છે જ્યાં દેવી પ્રણય, નહિં શંકા તહીં વસે,
અને શંકા છે ત્યાં નહિ પ્રણય નામે પણ દીસે;
અહો ! શંકા બૂરી જનહૃદયમાં ડાકિની ફરે,
નથી દીઠું તેનું મલિન મુખ તેં મિત્ર ! નજરે.

અને તેથી ઇચ્છે શ્રમ સહી સમાધાન કરવા,
પરંતુ ઘેરેલું હૃદય ત્યજશે તે નહિ કદા;
વસે આવી વા'લા ! પ્રણયહીણ એ રિક્ત હૃદયે,
અને ધીરે ધીરે પરિકર વધારી સ્થિર ઠરે.

કશા મંત્રોથી કે વિવિધ બલિદાને નવ ખસે,
ઉપાયો ઉંચાને અબળ ગણીને અંતર હસે;
કદી ધાર્યું પામી નફ્ટ ઘડી એ નિદ્રિત થશે,
પરંતુ જાગીને દ્વિગુણ ફરી એ દાહ કરશે.

વધે ત્યારે વા'લા ! ગગન થકી ઉંચી નીકળતી,
દિશાઓને દોડી વિકટ મુખ વાટે ગળી જતી;

રહે ભૂખી ભૂખી જગ સકળનું ભક્ષણ કરી,
નહિ છીપે તૃષ્ણા જલધિ–જળથી કે જલદથી.

અરે ! ચીર્યાં એણે બહુ હૃદય ઝેરી નખ વડે,
ઘણાં ફેંકી દીધાં ગિરિશિખરથી સાગર વિષે;
ભમાવ્યાં લાખોને ભરી હૃદય ભ્રાંતિ ઘર ઘરે,
ફરે ફાટી આંખે વિરતિ પળ એકે નવ મળે.

ઘણાં કીધાં ઘેલાં કંઇ નયન ધૃષ્ટાંજન કરી,
ખરાને તે ખોટું નિરખી દુઃખ પામે ડરી ડરી;
થતાં એની સામે અભિલષિત ના કાર્ય સરશે,
કદાચિત્ દુર્દૈવે તુજ હૃદયને ભ્રષ્ટ કરશે.

કદી શંકાસ્થાને પ્રણય બહુ યત્ને પ્રકટશે,
પરંતુ એ પેલો સતત વસતો સંસૃતિ વિષે;
અને એ શંકાનો અનુજ અથવા અગ્રજ ખરો,
સદા સંગે રે'તો સદૃશ ગુણ હેતુ થકી ભર્યો.

દીસે બન્ને કેરો પથ ગમનનો એક સરખો,
વૃથા એનો વા'લા ! ઉર હરખ કે શોક કરવો;
સદા ન્યારો ન્યારો પ્રણય પ્રિય ! નૈસર્ગિક વસે,
અને એનાં પાત્રો પણ સહજ શોધ્યાં નવ જડે.



# સ્વરભેદ.

( તોટક. )

મધુરી તુજ વાગતી વાંસલડી,
અતિ દૂર થકી ઉરને હરતી;
પ્રણયામૃત નૌતમ એ વરસે,
કંઈ અંતરને અભિષિક્ત કરે.

પણ ગારૂડી ! આ તુજ ગાન વિષે,
કટુતા કંઈ કેમ મળેલી દીસે ?
કંઈ સ્વાર્થ તણા સ્વર સંગ વસે,
તુજ યત્ન વિના પણ એ ઉછળે.

વદને રસ પ્રેમ તણો વિલસે,
પણ અંતરમાં કંઈ અન્ય દીસે;
સ્વરમાં, ઉરમાં રસ એક નથી,
બસુરી બની વાંસળી એથી જતી.

ઉર-હેતુ ન એ સ્વર માંહી મળે,
અતિ એ થકી તું પ્રિય યત્ન કરે;
પણ સ્વૈરી સદા સ્વર અંતરના,
સહુ આપ બળે ઉભરાઇ જતા.

ઘડી તન્મય પ્રેમ તને કરતો,
ઘડી સ્વાર્થ ગ્રહી ઉર ખેંચી જતો;

હૃદયે તુજ એ અતિ યુદ્ધ થતું !
પળ એક રહી ન શકે અછતું.

ઉર એ ઘમસાણુથી ધ્રૂજી જતું,
વપુ કંપિત કૈં ઉરસંગ થતું;
વળી આંગળીઓ પડી ઢીલી જતી,
અટકી જઇ તાલ અરે ! ચૂકતી.

પ્રણુયે નવ મિશ્રણુ ચાલી શકે,
મળ નિર્મળમાં કયમ ઐકય ધરે ?
દગથી, સ્વરથી તુજ સ્વાર્થ અહો !
સમજાઇ ગયો, ન દબાઇ શકયો !

અહિં આ તુજ સંગીતમગ્ન થયો,
ત્યજી તામસ ભાવ સમીપ રહ્યો,
ઉર આતુર પન્નગને ગ્રહવા,
સ્વરભેદ તણું પણુ કારણુ આ !

ચળ મા ! પ્રણુયી ! કુપથે પળ મા !
વિષ પ્રેમપીયૂષ વિષે ભર મા !
રસ મિષ્ટ અરે ! તુજ વંશી વહે,
ભરી સ્વાર્થ વૃથા કટુ કેમ કરે ?

ફળ દુષ્ટ અલૌકિક સાધનથી,
પ્રિયા શું સુખ પામીશ પ્રાપ્ત કરી ?

કદી આ પળ સ્વાર્થ સર્યો દીસશે,
પણ આખર જીવિત એ હરશે.

રસ જે, સુખ જે પ્રણયે વિલસે,
નહિ સ્વાર્થપથે કદી તે મળશે;
વશ તામસ તું ઉર કૈંક કરે,
દઢ ભેદ અનેક ભૂલાવી શકે.

તુજ શકિત અલૌકિક પ્રેમની એ!
કુપથે કયમ યોજવી ઇષ્ટ ગણે ?
ફળ હોય ન આ પ્રિય ! પ્રેમ તણું,
તુજ ગાનનું આ ન ઇનામ કશું.

વધુ વાંસળી જો ! બસુરી બનતી !
વધુ આંગળીઓ અટકી પડતી;
સમજી અહિ એ તુજ સ્વાર્થ ગયો,
કંઇ એ ઉરમાં પણ કોપ થયો.

કંઇ યત્ન અતર્કિત તું કરશે,
ઉછળી ઉલટો તુજને ગ્રહશે;
વધતા વિષનો પછી દંશ થશે,
નહિ કોઇ ઉપાય થકી મટશે.



# વિજયા.

( તોટક )

" વિજયા મત દેહુ ગમારનકું: "
પ્રણયી હૃદયે પદ યુક્ત કહ્યું;
સ્મરને દૃગથી સળગાવી શકે,
વિષને પળ માંહી પચાવી શકે.

પ્રિય ! તે હરની વસમી વિજયા,
અધિકાર વિના ન અપાય જરા;
ભરી જામ ઘરોઘર કેમ ફરે ?
બની આતુર કાં બહુ સાદ કરે ?

અહીં તો જન કૈંક અપાત્ર વસે,
સુણી સાદ ગણી કંઇ સ્વાદ ધસે;
સમજ્યા વિણ એ કરી પાન જશે,
પણ જીરવી ના જરીએ શકશે.

તનભાન ભૂલી ભ્રમમાં પડશે,
વદી વાદ વૃથા રખડી મરશે;
શિર એ તુજ પાતક લિપ્ત થશે,
અનુતાપ ઘણો ઉરમાં વધશે.

કદી આ પળ સ્વાર્થ સર્યો દીસશે,
પણ આખર જીવિત એ હરશે.

રસ જે, સુખ જે પ્રાણુયે વિલસે,
નહિ સ્વાર્થપથે કદી તે મળશે;
વશ તામસ તું ઉર કૈંક કરે,
દઢ ભેદ અનેક ભૂલાવી શકે.

તુજ શક્તિ અલૌકિક પ્રેમની એ!
કુપથે કયમ યોજવી ઇષ્ટ ગણે ?
ફળ હોય ન આ પ્રિય ! પ્રેમ તણું,
તુજ ગાનનું આ ન ઇનામ કશું.

વધુ વાંસળી જો ! બસુરી બનતી !
વધુ આંગળીઓ અટકી પડતી;
સમજી અહિ એ તુજ સ્વાર્થ ગયો,
કંઇ એ ઉરમાં પણ કોપ થયો.

કંઇ યત્ન અતર્કિત તું કરશે,
ઉછળી ઉલટો તુજને ગ્રહશે;
વધતા વિષનો પછી દંશ થશે,
નહિ કોઇ ઉપાય થકી મટશે.



# વિજયા.

( તોટક )

" વિજયા મત દેહુ ગમારનકું: "
પ્રણયી હૃદયે પદ યુક્ત કહ્યું;
સ્મરને દૃગથી સળગાવી શકે,
વિષને પળ માંહી પચાવી શકે.

પ્રિય ! તે હરની વસમી વિજયા,
અધિકાર વિના ન અપાય જરા;
ભરી જામ ઘરોઘર કેમ ફરે ?
બની આતુર કાં બહુ સાદ કરે ?

અહીં તો જન કૈંક અપાત્ર વસે,
સુણી સાદ ગણી કંઇ સ્વાદ ધસે;
સમજ્યા વિણ એ કરી પાન જશે,
પણ જીરવી ના જરીએ શકશે.

તનભાન ભૂલી ભ્રમમાં પડશે,
વહી વાદ વૃથા રખડી મરશે;
શિર એ તુજ પાતક લિપ્ત થશે,
અનુતાપ ઘણો ઉરમાં વધશે.

જગ આ અપવાદ વળી વદશે,
સુરવંદ્ય સુધારસ નિંદ્ય થશે;
વીરલા જન જે અધિકારી હશે,
પૂછતાં ઘર આવી તને મળશે.

ભરી સન્મુખ જામ પછી ધરજે,
પ્રણયી ઉરને રસથી ભરજે;
વિજયા વિણુ એહ રહી ન શકે,
જન તેમ ' ગમાર ' ગ્રહી ન શકે.

સુર–સૌરભથી પ્રણયી સમજે,
નહિ સાદ તણું કંઇ કામ પડે;
દઇને નિજ માનસ મૂલ્ય વિષે,
તુજ શીઘ્ર સુધારસ એ ગ્રહશે.

રસ વાપરતાં પણ ત્યાં વધશે,
તુજ પાત્ર કદી નહિ રિક્ત થશે;
વિજયા ખરી ત્યાં વિજયા બનશે,
હરનો રસ ભેદ બધો હરશે.



# દૃષ્ટિદોષ.

( વસન્તતિલકા. )

તારો ગયો પ્રણય નિષ્ફળ સર્વ વાતે,
ને સ્નેહની કદર ના થઇ કોઇ રીતે;
એ યોગ્ય કે પ્રિય ! અયોગ્ય થયું ગણાય ?
તે પૂછવા હૃદય આતુર મારૂં થાય.

ના હું નિપાત પર લાત કદાપિ મારૂં,
દાઝે અરે ! હૃદય સંકટ જોઇ તારૂં;
તોએ ન સંગ રડવા ઉર એ ચહે છે,
એ માર્ગ સાન્ત્વન તણો મુજને ન ભાસે.

જે પ્રેમ પૂર્ણ ફળરૂપ રહ્યો પ્રકાશી,
તે કેમ સાધન થઇ શકશે કદાપિ ?
અન્યાય થાય ફળનું ફળ માગીએ તો,
સ્વીકારી પ્રેમ ઉરથી કંઇ ઇચ્છીએ તો.

ના પ્રેમમગ્ન ઉરમાં અભિલાષ કાંઈ,
ના ન્યૂનતા પ્રણય-પૂરિત ચિત્ત માંહી;
સિદ્ધિ થતાં પ્રણયની કશીએ ફલાશા ?
શું તૃપ્ત માનસ બુભુક્ષિત હોય વા'લા !

માને ન તો મયૂરને જઇ પૂછી લેજે,
એ મેઘનો પ્રણય જાણી કંઈ શકે છે ?
કેકા તણી કદરની કંઇ થાય ઇચ્છા ?
આવે ઉરે જલદની કદીએ ઉપેક્ષા ?

રે ! પ્રેમીને કદરનો ક્યમ તર્ક આવે ?
એ સ્વાર્થ સત્પ્રણય ઉપર કેમ ફાવે ?
'ચાહે ન વા જલદ' એમ વિચારવાને,
ક્યાંથી કદી હ્રુદય એ અવકાશ લાવે ?

જ્યાં છે અભેદ, ન વિચાર વસી શકે ત્યાં,
ને સંભવે પ્રણયમાં ન કશી પરીક્ષા;
તું સ્વાર્થની સરણિએ દિનરાત ચાલે,
તો ક્યાં થકી પ્રણયનું કંઈ સ્થાન પામે ?

સાચો નથી પ્રણય અંતરમાં પ્રકાશ્યો,
આભાસમાં થઇ કૃતાર્થ સ્વાર્થ રાચ્યો;
કર્ત્તવ્ય કૈં પ્રણયી માનસને ન હોય,
ને આપવું–ગ્રહવું એ ઉરને ન હોય.

એ સર્વ ક્ષુદ્ર કૃતિને ત્યજી છેક ઉંચે,
એ સ્નિગ્ધ માનસ સદૈવ જઇ વસ્યું છે;
'હું ચાહું છું' પ્રકટ એ ઉરની અહંતા,
ત્યાં ક્યાં રહી પ્રણયની પ્રિય ! કાંઇ સત્તા ?

ને ચાહવું પણ કશા પ્રતિકાર માટે,
એથી ન અન્ય અપરાધ દીસે વધારે;
જે બ્રહ્મરૂપ સહુ તંત્ર તણો નિયંતા,
સૌથી સ્વતંત્ર વળી શાશ્વત ને અજન્મા.

વૈયર્થ્ય એ પ્રણયને કયમ હોય વારૂ ?
પ્રેમ એ થઇ શકે કયમ અસ્ત્ર તારૂં ?
'ચાહે ન એ' હૃદય એમ વિચારનારૂં,
હા ! પ્રેમથી અધિક દૂર વસે બિચારૂં !

તું પ્રેમહીન કંઈ વ્યક્તિ શકે નિહાળી,
તો છે નહિ પ્રણયથી ભરી આંખ તારી;
એ દૃષ્ટિદોષ ન વિરંચી શકે વિદારી,
ને એની સૃષ્ટિ મહીં વૈદ્ય વસે ન કોઇ.

એ રોગથી વ્યથિત આ પ્રિય ! સર્ગ આખો,
શોધ્યાં કરે ફૂળ નિરંતર એની આંખો;
સાપેક્ષ એ હૃદય : શાન્ત બની ન બેસે,
ને વ્યર્થ સત્પ્રણયને શિર દોષ દેશે.



# શૈશવ.

( શાર્દૂલવિક્રીડિત. )

કેવું બાળ ! મનોજ્ઞ માનસ તણો સદ્ભાવ દર્શાવતું,
તારૂં ઉજ્જવલ હાસ્ય યુક્ત મુખડું સંતુષ્ટ ને શોભતું !
છાયા સંસૃતિની પડયા વગરનું, આદર્શથી ઊજળું,
કેવું શુદ્ધ પવિત્ર ચિત્ત તુજને વા'લા ! વિધિથી મળ્યું ?

કેવાં ચંચળ નેત્ર, ને રસભરી શી સ્નિગ્ધ કીકી હસે ?
એમાં ઉચ્ચ અભેદ શો ઝળહળે દુષ્પ્રાપ્ય સંસારને ?
એ આત્મીય અને સમાન સહુને દૃષ્ટિ રહી દેખતી,
ને વૃત્તિ હસતી સદૈવ પ્રણયી, પ્રીતિ બધે પેખતી.

વા'લા ! એ દૃગથી સમગ્ર જગનું તું રૂપ કેવું જુએ ?
કેવો નિર્મળ ભાવ એ હૃદયમાં તે શું નહિ કૈં કહે ?
હા ! એવો અધિકાર ના અમ તણો સંસારના સંગથી,
હૈવે તે થકી બોલવા તણી તને યુક્તિ બતાવી નથી !

ને કૈં યત્ન કરી અમે શીખવશું જ્યારે તને બોલતાં,
ત્યાં તુ વિસ્મૃતિ પામશે જવનિકા જુદી કશી આવતાં;
દેખે તે ન કહી શકે, કહી શકે તે ના વિલોકી શકે,
સદ્વસ્તુ તણું કેવું ગોપન કર્યું દૈવે કળાથી દીસે ?

પાદાંગુષ્ટ ચુસે લઇ મુખ વિષે પીયૂષ શું ત્યાં વસે ?
કે છે શૈશવનો અવર્ણ્ય અથવા સંતોષનો સ્વાદ એ ?
હા ! પીયૂષ ભર્યું પરંતુ જગ એ દેખી–ન ચાખી શકે,
એના સંગથી એ સુનિર્ઝર અરે ! સે’જે સુકાઇ જશે !

વા’લા ! શૈશવમાં અનંત સુખ ને આનંદ ઉંચો હશે !
તેથી સ્વપ્ન સમાન સ્વલ્પ દિનમાં વીતી જતું એ હશે !
એની જીવનતત્ત્વરૂપ ઘડીઓ મીઠી મજાની હશે,
ને તેથી સનકાદિકે ન મટવા બાલત્વ વાંચ્છયું હશે !

જો ! પામી પ્રતિમાસ બાલવય આ કેવો હિમાંશુ હસે,
વારંવાર સુધા તણા અનુભવે સિંચ્યો સુધાથી દીસે !
કાલે કાળ કૂદી જતો તુજ તણું હા ! બાલ્ય આ લૈ જશે,
ને અભ્યાસ થકી તને જગતના રંગો બધા લાગશે.

તારા નેત્ર વિષે દીસે પ્રણય ને આશા જગન્નેત્રમાં,
તારૂં ચિત્ત રમે અભેદ મહીં, ને સંસારનું સ્વાર્થમાં;
વા’લા ! એહ વિરોધમાં બહુ બળે સંસાર આ જીતશે,
ને આ પ્રેમ અભેદ ઉપર પછી ગાઢાં પડો નાંખશે.

‘ આ તારી જનની અને જનક આ’ એ સૂત્રથી આદરી
પોથી ભેદ તણી તને શીખવશે સાદ્યંત સર્વે મળી;
એ તો શિક્ષણ ભેદદુર્ગ તણી સૌ બારીકીઓ જાણવા,
ના એમાં થઇ મગ્ન માન્ય જગની મિથ્યા મજા માણવા.

અંતે ભેદની સંગ યુદ્ધ સમયે તારી પરીક્ષા થશે,
ને અભ્યાસ, કળા તથા કુશળતા સૌ કામ ત્યાં આવશે;
પાછો એજ અભેદ ને પ્રણય તું જીતીશ તો પામશે,
ને હારીશ કદાપિ તો તુજ ગતિ સંસાર જેવી થશે



# દામ્પત્ય.

( હરિણી )

હૃદય રમશે એકી ભાવે નહિ અથવા રમે ?
જનનીજકે પૂછી જોયું કહિ નહિ તે તને;
મુજ :કર વિષે સે'જે તારો ગ્રહી કર આ ધર્યો,
અતિ ઉલટથી તેં આપ્યો તે ન હું હજી વીસર્યો.

મુજ હૃદયને જોયા–જાણ્યા–વિના કયમ એ થયું ?
પ્રકૃતિ મળશે કે ના એવું ન તેં કયમ ચિંતવ્યું ?
પ્રણય સરખી મોંઘી વસ્તુ–ભર્યું ઉર આપતાં,
મથન મતિનું ઊહાપોહે કર્યું નહિ કાં જરા ?

ઘર જનકનું છોડી શાણી ! ભવાટવીમાં જતાં,
સહચર તણું કીધું કાંઇ પરીક્ષણ કેમ ના ?
પરિણય સમા ભારી કાર્યે વિચાર ઘણો ઘટે,
તુજ હૃદયમાં એની ચિંતા ન કાં પ્રકટી હશે ?

વડીલ પરના પ્રેમે ડુબ્યું રહ્યું. ઉર રાચતું,
નિજ મતિ થકી હા ! હા ! જોવા ન તત્પર તે હતું !
હિત–અહિતના ભેદે હૈયું દ્વિધા ન થયું હતું,
ગુરૂવચનથી બીજું વા'લું જરા નહિ જાણતું.

પ્રણયી પિતરૌ દે વાત્સલ્યે કશું નિજ બાળને,
પ્રણય સુખને અર્થે ચોજે નહિ કયમ એહને ?
પ્રણયશરણે ને વિશ્વાસે ગ્રહ્યું વિષ જો હશે,
પ્રણય બળથી તે સહ્ભાવે સુધા નહિ કાં બને ?

કંઈ મનુજને માટે કીધું જતું નથી જો વૃથા,
કયમ થઇ શકે તો પ્રેમાર્થે કર્યું કહી અન્યથા ?
તુજ હૃદયના ભોળા ભાવો ફળ્યા સહુને ઉરે,
પ્રણય સરખો જ્ઞાતા કર્ત્તા નહિ જગમાં જડે.

પ્રણય પરની તારી ભક્તિ અનન્ય રસે ભરી,
મુજ હૃદયમાં એની સંગે સરી સહજે પડી;
વધુ વિકસતી ફુલી ફાલી રમી હૃદયે રહી,
સહજ શીખવે ભક્તિ દેવી મને પણ સંગથી.

અનુપમ અહો ! શક્તિ તારી દીસે નજરે મને,
પઠન વિણ આ સૂત્રો કયાંથી અપૂર્વ મળ્યાં તને ?
શ્રુતિસરણિમાં શાણી ! તારો ભલે અધિકાર ના,
નહિ ગણી તને છો સુજ્ઞોએ ત્રયી શ્રુતિગોચરા.

વચન શ્રુતિનાં શું આથી કૈં તને વધુ શીખવે ?
સહજ સઘળા સિદ્ધાન્તોને કર્યા સખિ ! સિદ્ધ તેં;
'પ્રભુ પતિ સદા પત્નીનો' એ શીખામણ શાસ્ત્રની,
શ્રવણપથમાં ના અદ્યાપિ પડી તુજને હતી.

પ્રભુ પણ ઉરે એકે રૂપે ન વ્યક્ત થયો હતો,
હૃદય સમતા ક્યાંથી શોધે અભેદ ભર્યું અહો !
ભરિત ઉર આ તારૂં શોધે નહિ હજુએ કશું,
મુજ હૃદયને ત્યારે શાનું રહે કંઇ શોધવું ?

પ્રણય-ભજને જો તું પામે પ્રભુ મુજ માનસે,
પ્રભુ મુજ તણો તો શું બીજે વસ્યો જઇને હશે ?
તુજ હૃદયમાં હા હા ! મારો પ્રભુ રમતો દીસે,
સતત ઉરને એ આકર્ષે અને રસથી ભરે.

પ્રભુ પ્રણય હા ! મારો, તારો અને જગ સર્વનો,
સ્થળ સ્થળમાં વ્યાપીને એ સહુ હૃદયે રહ્યો;
પણ પ્રકટ એ મારે માટે થયો તુજ અંતરે,
પ્રણય પ્રણયે ને એ રીતે સદા સહુને મળે.



# પ્રેમ અને સત્કાર.

( ગઝલ. )

લખ્યું તેં પત્રમાં, પ્યારા ! " નથી સત્કાર મેં કીધો,
" ખબર વિવેકની મુજને નથી તો તું ક્ષમા કરજે."

અહો ! સત્સ્નેહને અંગે, સુહૃદ્ ! એ બોલવું છાજે ?
ચહે જો પ્રેમ આદરને, નહિ એ પ્રેમ પ્રેમીનો.

અખંડિત પ્રેમને બંધો ! જરૂર શી હોય આદરની ?
" પધારો, આવજો, બેસો " વૃથા એ વાદ શા સારૂ ?

હૃદયસત્કાર જ્યાં થાતો ઉભય ઉરમાં વિના માગ્યો,
નયનસત્કાર નવ ઇચ્છે વદનસત્કાર શાને તો ?

વિનય રસના તણો એવો બતાવે પ્રેમમાં ખામી,
પ્રપંચી કાજ રે'વા દ્યો ! ન ઇચ્છે પ્રેમનાં પાત્રો.

હસે દીલ પ્રેમનાં ભરીઆં, રહે જુદાં છતાં સંગે,
વિનય સત્કારને એમાં નથી અવકાશ મળવાનો.

'પધારો' એમ કે'વાથી પધારે તે પધાર્યો ના,
નિમંત્રણ પ્રેમીને શાનાં ? અનાદર પ્રેમીને શાનો ?

મળ્યાં છે ચિત્ત વિણ યત્ને શરીર તો જોડવાં છે ક્યાં ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યાં મળેલાં છે !

સુહૃદનું આગમન થાતાં ઉઠે સત્કાર કરવાને,
અરે ! એ તો જનો જૂઠાં, ખરેખર બાહ્યપ્રેમી તે !

ભલે એ થીગડાં દેવાં હજો અતિ ઇષ્ટ શિષ્ટોને !
સ્પૃહા સત્પ્રેમના ભોગી જનો તેની નહિ રાખે.

વિનયની પૂરણી માગે અધુરી એટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને.



# આતિથ્ય.

( શિખરિણી. )

ભલે મીઠી વાણી કહી હૃદયને ના રીઝવવા,
ભલે કીધા યત્નો નહિ પ્રણય પ્રત્યક્ષ કરવા;
ભલે ના દર્શાવી ઉલટ, નવ ભેટયો ભુજ ભરી,
ભલે શિષ્ટાચારે ઉચિત કશી અર્ચા નવ કરી.

પરંતુ જે પ્રીતિ તુજ હૃદયમાં દર્શિત હતી,
અને વારે વારે પ્રણયભરી છાતી છલકતી;
રૂડો રોમે રોમે સુરસ ઉભરાતો પ્રિય ! જતો,
નથી તે આ લોકે ઇતર જનમાં હું નિરખતો.

મને જોતાં તારા અમળ ઉરમાં જે કંઇ થયું,
નહિ તે કો પાસે અવર વસનારે અનુભવ્યું;
અને હુંએ એનું કદી નહિ શકું વર્ણન કરી,
વળે પાછી વાણી 'અનુપમ હતું' એમ ઉચરી.

વિધિને જોવાનો વખત કંઇ વા'લા ! નવ હતો,
પૂરો જ્યાં પ્રેમાબ્ધિ અવધિ ત્યજી ઉંચો ઉછળતો;
નહિ ત્યારે નેત્રો અવર કશુંએ જોઇ શકતાં,
કશા શબ્દો કાને નિકટજન કેરા ન પડતા.

અતિથિ હું કે તું સ્મરણ પણ તેનું નવ રહ્યું,
ઘટે છે કોને શું કરવું ?—નહિ તે કોઇ સમજ્યું;

હશે પૂછયું તારા કુશળ કંઇ શાણા સહચરે,
અભેદે ડૂબેલા હૃદય મહીં એ કેમ ઉતરે ?

મળી મીઠી એવી રસખચિત જે દુર્લભ ઘડી,
નથી દીઠી ક્યારે અવનીતળમાં કો સ્થળ ફરી;
કશું મેં ના ચાહ્યું, ઉચિત ગણી તેં કૈં નવ કર્યું,
પરંતુ જે પામી જગ નવ શકે તે સહુ મળ્યું.

પરિષ્વંગો કોટિ પ્રતિપળ વિષે ત્યાં થઇ ગયા,
અને સત્કારો તો સહુજ સઘળા સાધિત થયા;
અરે ! એ દષ્ટિ, એ પુલક, ઉરની એ સ્થિતિ કશી,
બહિર્દષ્ટિથી આ નિરખી ન શકે સંસૃતિ કદી.

અને ભેદાભાવે પ્રણયી પણ દેખી નવ શકે,
દીસે હા ! સર્વાંશે કૃતિ પ્રણય કેરી પ્રણયને;
ઉરો એકીભાવે નહિ સ્વપરતા સ્વલ્પ સમજે,
કૃતિ એને ક્યાંથી સ્મૃતિ ગતિ કશી સ્વાધીન રહે ?

પછી શા સત્કારો ? પ્રિય વચન કે પૂજન કશું ?
હજો ભેદે ડૂબ્યા જગતજનને એ સુખ બધું !
મને તો આ દેવી પ્રિય અધિક આતિથ્ય ઉજળું,
મટી જેમાં માયા સહજ મહીં નિઃશ્રેયસ મળ્યું.



# અમારો યજ્ઞ.

( ગઝલ. )

નિસર્ગે પ્રેમ છે જેને, હૃદય રસરૂપ છે જેને;
અમારા યજ્ઞમાં વરવા તણો અધિકાર છે તેને.

અમારા સત્રની શાળા રહી બ્રહ્માંડમાં વ્યાપી,
અને આકાશથી ઊંચી અણુથી તોય તે નાની.

ન સીમા દુર્ગ કં એને બધા રસ્તા સદા ખુલ્લા,
પરંતુ ના જશો પેસી વિના અધિકાર કો એમાં.

પ્રબળ પ્રેમાગ્નિના તેજે તમારી આંખ અંજાશે,
પડી ભૂલા જશો રખડી મનુષ્યો મૂર્ખ સૌ કે'શે.

બતાવી ના અમે શકશું પછી જો પૂછશો રસ્તો,
અમે અહીંથી નીકળવાનો નથી રસ્તો કદી દીઠો.

પ્રણય સંગે લઇ જન્મે, વધે જે પ્રેમને સંગે,
પ્રણયસંતુષ્ટ જે ખેલે પ્રણયસંગે સદા રંગે.

અમારા એજ અધ્વર્યું અને અધિકારીઓ સાચા,
પ્રણયમખના ખરા ભાગી સફળ આ સત્ર કરનારા.

કમળથી કોમળાં હૃદયો કઠિન વળી વજ્રથી ભારી,
અમારા ઋત્વિજો કેરી અગર એ અન્ય એંધાણી.

હૃદય પિગળી પડે પળમાં સહજ સત્પ્રેમના સ્પર્શે,
પ્રણયમાં મસ્ત એ થાતાં શિરે પદ મૃત્યુને મૂકે.

ન એને શત્રુ કો પ્રાણી, વિષમ–સમ ભાવ ના એને,
સુધા એ નેત્રથી વરસે સુધાનો સિંધુ એ હૃદયે.

લખેલા પ્રેમના મંત્રો દીસે રસરૂપ એ હૃદયે,
શકે પ્રેમી સહજ વાંચી, નહિ ઉચ્ચારમાં આવે.

રહે છે રાત દિન ખુલ્લાં હૃદય એ વિશ્વને માટે,
વિના અધિકાર કો દેખે ? વિના અધિકાર કો વાંચે ?

વિપુલ અમ યજ્ઞવેદિમાં પ્રણયવહ્નિ સ્વતઃ પ્રકટે,
સમર્પે શૈત્ય સામીપ્યે રહે જે દૂર તે દાઝે.

હૃદયની આહુતિ દેતા ઉમંગે ઋત્વિજો દૈવી,
હૃદયપ્યાલે સુરસ ઝીલે નીચોવી પ્રેમની વલ્લિ.

ભરી ભૂદેવ એ પ્યાલા પરસ્પર પાય ને પીતા,
બની ચકચૂર મસ્તાના જગત્–જંજાળ એ જીત્યા.

અહો ! રસ સોમના ભોગી જનો ! આવો ! અહીં આવો !
તમારે કાજ યજ્ઞાંતે સુરસ એ સ્વર્ગથી આવ્યો.

તમે એ પાનથી રાચી શકો છો ભેદને ભાગી,
તમે એના, તમારો એ, ઉભય અન્યોન્ય અધિકારી.

સંસારીઓ ! પીવા તમે રસ એ નહિ ચાંશો,
ના કદી શકશો સહજ અડતાં વિકળ થાશો.

તમે તો સ્વાર્થના ભોગી ન એની પાત્રતા પામ્યા,
હયા અમને ઉરે આવે, ન ચાલે જીવ એ હેતાં.

તમારા બંધુઓ લોભે ઘણા હઠથી ગયા પીવા,
પરંતુ સ્વાદ નવ આવ્યો પચાવી ના શક્યા પીતાં.

વિષય ને સ્વાર્થનાં લીંબુ નીચોવ્યાં સ્વાદને માટે;
પછી પીતાં થયા ઘેલા, ઉડ્યા બેહાલ આકાશે.

પડ્યા કો શૈલને શૃંગે ગયાં શિર એમનાં ફુટી,
થયો અસ્થિ તણો ચૂરો સુવા કષ્ટે રડી કુટી.

પડ્યા કો ક્ષારસિંધુમાં મહા મગરો તણા મુખમાં,
નસે નસ ઝેર ચડવાથી ઘણા પામ્યા મરણ દુઃખમાં.

પ્રણયરસ એકલો પીતાં ઉદરમાં ના રહી શકશે,
અને કૈં મિશ્ર કરવાથી મહા વિષરૂપ એ બનશે.

હૃદયની આહુતિ દેતાં ડરે–શોચે નહિ ક્યારે
પ્રણયરસ એ જ પી જાણે પચાવી તે શકે એને

મણિધરને ચડી માથે નિરાંતે નાચનારા એ,
સકળ સંસારસિંધુને પલકમાં પી જનારા એ.

શરો કેરી સજી શય્યા સુખે એમાં સુનારા એ,
નિહાળી નેત્રથી સે'જે મદનને મારનારા એ.

પવનની પીઠ પર બેસી કૂદી જલધિ જનારા એ,
હલાહલને ગ્રહી હાથે સુધા કરી આપનારા એ.

દીવાલો દ્વૈતની, દૈવી પ્રણયથી પાડનારા એ,
દિશાના દીપતા દીવા, ગગનમાં ગાજનારા એ.

રસાર્ણવમાં વિના યત્ને જગત્ ઝબકોળનારા એ,
અને એના તરંગોથી ખરેખર ! ખેલનારા એ.

થઇ રસરૂપ રસ માંહે મળી પિગળી જનારા એ,
અતટ અદ્વૈતસિંધુના બધા બિંદુ થનારા એ.

૧૬૬૨૧



# એ શું હતું?

( હરિગીત. )

એ દિવ્ય દર્શનમાત્રથી પળ એક અંતર કૈં થયું,
ને લક્ષમાં આવ્યા વિના પળમાં શમિત પણ થઇ ગયું;
એ શું હતું ? ને ક્યાંથી આવ્યું ? ખબર નવ તેની રહી,
શોધે વિકળ બની હૃદય તલપે દેખવાને ઘડી ઘડી.

જીવિત તણા સૌ તત્ત્વના પણ તત્ત્વમય એ પળ હતી,
તેમાં અલૌકિક કૈં મજા રહી રોમરોમે ઝળકતી;
વ્યાપાર ઇંદ્રિયમાત્રના પણ બંધ તે સમયે હતા,
ને સર્વ તર્ક વિતર્કની તે પળ હતી તલ્લીનતા.

સંસાર કેરા વિલયની પણ એ જ મીઠી પળ હતી,
ને દુઃખ, ચિંતા, શોક, ભયની વાત ત્યાં નો'તી કશી;
તે પળ ગઇ તે વહી ગઇ પાછી ફરી પ્રકટી નહિ,
બહુ યત્ન કીધા ઉલટથી પણ દૃષ્ટિએ દેખી નહિ.

અણચિંતવ્યું પ્રકટયું હતું અણચિંતવ્યું વહી એ ગયું,
નહિ સામ્ય એનું સૃષ્ટિમાં ક્યારે ફરીને અનુભવ્યું;
નહિ કાંઇ સાધન સાંપડે ને રૂપ ના હૃદયે રહ્યું,
ક્યાં શોધવું ? ક્યાં પૂછવું ? કો યત્નથી એ પામવું ?



# એક પત્ર.

( હરિગીત. )

એ કાર્ય સૌથી કઠિન-વચને પ્રણય કહી દર્શાવવો,
ને અલ્પતર માનવમનીષા માંહી ભરીને માપવો;
વક્તવ્ય શું ? સંદેશ શો ? ને વિનય શો પ્રણયે વસે ?
તે નવ જણાય પરંતુ લખવો પત્ર પ્રાપ્ત થતો દીસે !

સૂઝે ન સંબોધન કશું, એકે વિશેષણ ના જડે,
શબ્દો વિચારી અવનવા રાખડી હૃદય પાછું વળે;
પ્રકટે વિનયનાં વાક્ય પણ પળ માંહી તે પાછાં ફરે,
ઉદ્દગાર માત્ર અપૂર્ણ ભાસે ઉદ્દભવે જે અંતરે.

હા ! વિશ્વમાં વ્યવહારીઓ કેવા રસિક પત્રો લખે ?
પણ આ હૃદયમાં એક શબ્દ ન સર્વથા પ્રકટી શકે !
ઘડી એક ભોગવી એ દશા વિશ્રાંતિ મનને આપવા,
મુંઝાઇ લેખન બંધ રાખ્યું, દિવસ એ દીધો જવા.

બીજે દિને પણ પત્ર એ, ને હૃદયની પણ એ ગતિ !
હા ! વાક્યમાં વસી લેવું લાઘવ પ્રણયને ગમતું નથી;
પ્રિય વાટ જોશે પત્રની ન મળ્યે નિરાશ ઘણો થશે,
શંકા અહિતની સ્નિગ્ધ હૃદયે જરૂર જડ ઘાલી જશે.

અતિ મથનથી થઈ શ્રમિત અંતે હૃદયને રડવું મળ્યું,
ને નયનજળને પત્રના ઉત્સંગમાં પડવું મળ્યું;
પ્રિય ! એ હૃદયનાં આંસુડાં, એ વાંચજે વચનાવલિ,
અધિકારી છે તું એકલો, નહિ અવરને સત્તા મળી.

એ લેખિની વિણ અક્ષરો પત્રે લખાયા નિજબળે,
તું હૃદયથી વાંચી શકે, દૃગથી નહિ જગને જડે;
એ ગ્રંથ સારા કુશળનો તું વાંચી લેજે હરઘડી,
ઉપહાર એ અંતર તણો ને એ જ કવિતા રસભરી.

એ પ્રણયને લખવું હતું તેથી અવર કૈં ના જડ્યું,
બહુ હૃદયને દોડાવતાં ભ્રમમાં હતું જઈને પડ્યું;
કદિ શુષ્ક થાય ભલે સલિલ ને રિક્ત પત્ર રહી જશે,
પણ પ્રિયહૃદયનાં નયન એ અક્ષર અખંડિત દેખશે.



# મારૂં પક્ષી.

( શિખરિણી. )

ગૃહે મારે દૈવી મણિમય નવું પિંજર હતું,
અને એમાં પક્ષી અધિક ઉજળું એક વસતું;
હતું ક્યાંથી આવ્યું ? મુજ નિકટ એ ક્યારથી વસ્યું ?
કશું ઈચ્છે, આપે ? સમજી નહિ તે હું કંઇ શકું.

અહો કેવી એની અતિ રૂચિર ચંચૂ ચમકતી !
અને મીઠી દૃષ્ટિ રસભરિત સર્વત્ર ફરતી
વપુ તેજોરાશિ ધવલતર ને અદ્ભુત હતું
બધાં સૌંદર્યોનું વિધિકૃત મને તત્ત્વ દીસતું.

ઘડી ઊડી ઉંચે ગગનતળનો સ્પર્શ કરતું,
અને અભ્રો કેરા ઉદર મહીં ક્યારે અટકતું;
વળે પાછું વેગે નયન મુજ જાણી ફરકતાં,
ગતિ કેવી ઝીણી, ચરણ–છદની શી ચપળતા ?

પસારીને પાંખો કરતું ઘડી છાયા શિરપરે,
ઘડીમાં ઉત્સંગે ચડી વિવિધ એ ક્રીડન કરે;
કદી એની સેવા કરવી મુજને કૈં નવ પડી,
મને ઇચ્છે જોવા મુદિત મનથી એ ઘડી ઘડી.

કશી ચિંતાથી કે દુઃખથી ઉર શોકાતુર થતું,
ત્વરાથી તે જાણી ઉચિત કંઇ સંગીત કરતું;
અને હું એ એના સ્વર શ્રવણમાં સ્વલ્પ પડતાં,
વ્યથા ભૂલી સે'જે રસવશ થતો હર્ષ વધતાં.

વિધિનું એ વા'લું કુદરત તણું બાળક હતું;
મને તો આ વિશ્વે હૃદય ઠરવા એ બસ હતું;
લઇ સંગે એને કદિ નગરમાં જાઊં ફરવા,
વધાવી ઉત્સાહે સકળ જન સત્કાર કરતા.

નિહાળ્યાં મેં મોટાં પ્રતિસદનમાં પિંજર પડ્યાં,
અને એમાં પક્ષી પણ વિવિધ રંગી વિલસતાં;
અલંકારો ચંચૂ ચરણ મહીં પે'ર્યાં ચળકતાં,
ફળો ફોલી ખાતાં, કંઇક જળનું પાન કરતાં.

કરે વારે વારે નગરજન એની સ્તુતિ ઘણી,
ઘડી વૃત્તિ એણે ગ્રહી કંઇક લીધી મુજ તણી;
અને ધીરે ધીરે બહુ વિહગ આવ્યાં મુજ ઘરે,
કંઇ ધીમે ગાતાં કંઇ વળી કટાક્ષે મન હરે.

અને પેઠાં અંતે મુજ પ્રિય તણા પિંજર વિષે,
શક્યો ના હું રોકી હૃદય બનતાં મુગ્ધ અતિશે;
થઇ ઇચ્છા, મારૂં વિહગ પણ એમાં મળી રહે,
નવા સંસર્ગે એ કંઇ નવીન શીખી વધુ શકે.

પરંતુ એ વા'લું અરર ! મુજ પાસે નવ રહ્યું !
અને જોતાં જોતાં ઇતર વિહગે પિંજર ભર્યું !
અહો ! જો ! એ યાચે ફળ, જળ, રસાદિ મુજ કને !
હવે વારે વારે પણ ઉદરપૂર્ત્તિ નવ બને.

પડે એને નિત્યે વિમળ જળથી સ્વચ્છ કરવાં,
અને ખાટા, તીખા, મધુર રસથી પાત્ર ભરવાં;
વિહંગોનું ટોળું અનુદિન અરે ! જાય વધતું !
તથાપિ ના એથી મુજ હૃદયને કૈં સુખ થતું.

શકું ના સંભાળી, નહિ પ્રબળ કોલાહલ સુણી,
નહિ દેવી આ કો મલિન ખગની મંડળી મળી;
રડું પશ્ચાત્તાપે, અધિક ઉપજે કલેશ ઉરમાં,
ભીંજાયું હા ! મારી હૃદય વધતાં અશ્રુપૂરમાં.

પડીને એકાંતે બહુ સમય સંતપ્ત બનતાં,
ગયેલા વા'લાના ફરી મિલનમાં આતુર થતાં;
દીઠું ત્યાં ઓચિંતું ઝળહળ થતું તેજ વધતું !
અને આંજી દેતું નયન, ઉરને દીપ્ત કરતું.

અહો! કર્ણે મીઠા મુજ વિહગ કેરા સ્વર પડે!
પિછાની એ પાંખો અનિલલહરીમાં ધ્વનિ ભરે;
ગ્રહી ચાલ્યું હા! એ ગગનપર દૈવી ગતિ વડે!
અહો! ઉંચે ઉંચે! નહિ નજરમાં જ્યાં જગ પડે.

વહે શીળો વાયુ, સરસ સુરભિ માનસ હરે,
રસે ભીનાં અભ્રો ગિરિશિખરનું ચુંબન કરે;
નિકુંજોની છાયા, વિમળ ઝરણાં પુષ્કળ ઝરે,
ગ્રહી પુષ્પોમાંથી મધુ મધુપ ગુંજારવ કરે.

અને ઉડે પક્ષી અપરિમિત મારા ખગ સમાં,
મધુરા ગીતોનો કલરવ ચડે આ ગગનમાં;
નવી સૃષ્ટિ દૈવી નયન મુજ દેખે સહુ નવું,
નવી શોભા, શક્તિ, નવ હૃદય, આ શું મુજ થયું ?

બગીચો આ મારો તરૂ, સદન એ પિંજર પડયું,
રહ્યું ત્યાં એ મારૂં ખગ રસિક કૈં ગાન કરતું;
દીસે દૃષ્ટિ એની પ્રણય ભરી ને શંકિત જરી,
ગયું ભૂલી વીત્યું પણ કંઈક ભીતિ રહી ખરી.



# આશ્વાસન.

( મંન્દાક્રાન્તા. )

વા'લા ! તારૂં હૃદય કુમળું દુર્જનોથી દબાઇ,
અંતઃશોકે રૂદન કરતું રાંકડું હા ! રીબાઇ;
કેવું કંપે ભયવિકળ એ ક્રૂર હાથે કપાઇ !
આંસુભીનાં નયન નિરખી જાય છાતી ચીરાઈ.

તોએ વા'લા ! ધીરજ તુજને આપવા ધૃષ્ટ થાઉં,
દૈવી તારૂં હૃદય નહિ હું દુષ્ટ પંથે ચલાવું;
સંતાપી આ હૃદય જન જો કોઇ સંતુષ્ટ થાય,
એનું કીધું હિત ખચિત એ લાભ મોટો મનાય.

એની સામે કદી ન કરવી વૈર લેવાની વૃત્તિ,
તારે માટે શઠ પ્રતિ નથી શાઠ્યની યોગ્ય નીતિ;
જે વૃત્તિમાં પ્રિય ! ન પ્રકટે વૈર કેરો વિચાર,
એની તુલ્યે નહિ અમર, તો માનવી ક્યાં થનાર ?

આ સંસર્ગે તુજ હૃદયને ડાઘ જે હોય લાગ્યો,
તે ધોવાનો સદય વિધિએ માનજે માર્ગ કાઢયો;
અશ્રુસ્નાને હૃદયતળને શલ્ય, શુદ્ધત્વ દેવું,
એમાં જેવું હિત હૃદયનું, અન્ય માર્ગે ન એવું.

જો ! આ સોની કનકકકડો તાપ માંહિ તપાવે
બાળી, ગાળી, રસમય કરી બા'ર લાવી બતાવે,
ને સોનાની વધુ વિમળતા જોઇ સૌ હર્ષ પામે,
પેલો સોની વદન લુંછતો ભસ્મથી લિપ્ત સામે.

એ સોનીના અધમ સુખને આપણે ઇચ્છીએ શું ?
સોના કેરી પુનિત પદવી વીર ! ના વાંચ્છીએ શું ?
પીડા પામી પણ ન કરવો લેશ દુર્ભાવ ભાઇ !
અંગારા એ પડી સલિલમાં જાય જોને ! બુઝાઇ !

બાળે બૂરો અનલ, પણ ના વારિ વારિત્વ મૂકે,
ઉંચે ઉંચે ચડવું, બનતાં બાષ્પ જો ! એ ન ચૂકે !
એથી તત્ત્વો મલિન ત્યજીને સ્વચ્છતા સદ્ય ધારે,
વૃષ્ટિરૂપે રીઝવી જગને વા'લ પામે વધારે.

એ વારિથી વિમળ વધતું પામીને ચિત્ત ચારૂ,
દુર્ભાવોથી મલિન કરવું સર્વથા એ ન સારૂં;
સાચો વા'લા ! ' સહન કરવું ' એજ સિદ્ધાન્ત સેવી,
દૈવી તારૂં હૃદય ધરશે જો ! પ્રભા કાલ કેવી ?



# પ્રેમયોગ.

( શાર્દૂલવિક્રીડિત. )

" આયુઃ વત્સર એક શેષ પ્રિયનું ને રાજ્યથી ભ્રષ્ટતા,
" રે'વું શ્વાપદ સંગ જંગલ વિષે ભક્ષી ફળો સર્વદા;"
ઈત્યાદિ પ્રતિષેધવાક્ય વડીલે ને કૈં કહ્યાં નારદે,
સાવિત્રી-હૃદયે પરંતુ ઘડીએ એકે નહિ ઉતરે.

હા ! એ સ્વાર્થવિચાર સ્નિગ્ધ હૃદયે ના કોઇ રીતે ચડે,
પ્રેમાકૃષ્ટ ન વસ્તુ કોઇ હઠથી ક્યારે ત્યજાવી શકે;
આવિર્ભાવદિને પ્રયોજન કશું જેણે વિચાર્યું નથી,
તેનો નાશ મનુષ્યકલ્પિત કશા શું સંભવે વિઘ્નથી ?

ને આત્મદ્વયનો અભેદ ઉપજે એ પ્રેમના યોગથી,
તેનું ભેદન કાળથી નવ બને તો અન્યની શી ગતિ ?
આકર્ષે જડ લોહચુમ્બક કશા વિદ્યુદ્બળે લોહને,
તો આત્મા પ્રણયી તણો પ્રણયના ખેંચે ન શું પાત્રને ?

'જીવો બ્રહ્મ હિ નાપરઃ' પ્રકટ એ દેખાય પ્રેમી વિષે,
માયા કે મમતાદિ આવરણ કૈં ના પ્રેમયોગે વસે;
ઉંચા યોગ અનેકનો અધિપતિ એ યોગ સત્પ્રેમનો,
ના કૈં સાધન કે સધાય શ્રમથી, દીધો મળે દૈવનો.

સેં'જે સંસૃતિનાશ એ હૃદયમાં, અદ્વૈતસિદ્ધિ અને,
સર્વે લક્ષણ બ્રહ્મનાં સતત એ બ્રહ્માંશ માંહિ વસે;
એ યોગી જગથી વિમુક્ત વિલસે નિર્લિપ્ત નિઃશ્રેયસે,
ને એને નવ કોઇ વિશ્વતળમાં દુઃસાધ્ય વસ્તુ દીસે.

જો ! આ કાળ વિભેદ વ્યક્તિયુગલે દેખી ઠગાયો દીસે !
સાવિત્રી થકી સત્યવાન સમજી એ ભિન્ન ભૂલ્યો હશે !
રે ! રે ! મુગ્ધ કૃતાન્ત ! શાન્ત થઇને એ દેવીને દેખજે,
ને સામર્થ્ય અપૂર્વ સત્પ્રણયનું પ્રત્યક્ષ તું પેખજે.

ઇચ્છાદિ અહીં મર્ત્યધર્મ નજરે શું તું જરાએ જુએ ?
એના પ્રેમનું પાત્ર એ હૃદયથી શું લેશ જુદું રહે ?
જો ને ! એક જ દંશથી ભ્રમરતા કેવી મળે કીટને !
તો તદ્રૂપ કરી શકે પ્રણયિની આ શું નહિ ઇષ્ટને ?

શું મૃત્યુંજય યોગ શુદ્ધ પ્રણયે દેખે ન તું દષ્ટિએ ?
શું સ્નેહામૃત સેવતી સુર તણી સૃષ્ટિ તને સાંપડે ?
આયુનો ક્રમ પ્રેમયોગ પથમાં આડો ન આવી શકે,
ને તારો ભય એ અમર્ત્ય હૃદયે ના લેશ ફાવી શકે.

આનંદાસ્પદ પ્રેમ જે હૃદયમાં સત્પાત્ર જાણી વસે,
તે પામી પ્રિયનો વિયોગ રડવા દૈવે સર્જ્યું શું હશે ?
પ્રેમાનંદ વિષે નિમગ્ન હૃદયો તારે શિર જે વસે,
તેના ઉપર કોટિ યત્ન કરતાં શું દષ્ટિ તારી પડે ?

દુઃખાદિ તુજ કૃત માનવતણું આયુષ્ય ઓછું કરે,
દેખી દૂરથી પ્રેમપૂર્ણ ઉરને એ સદ્ય પાછાં ફરે;
ને અંતઃસ્થિત ઇંદ્રિયો વશ કરી જેને ન સ્વપ્ને શકે,
ના ફાવે વિધિ કે નિષેધ કદીએ તું કેમ ત્યાં ફાવશે?



# પુંડરીક.

( મન્દાક્રાન્તા. )

વાંચ્છે એવા સુખ-વિભવથી સદ્ય સંતોષવાને,
લક્ષ્મી સંગે તુજ ઘર ભણી જો ! અહીં વિષ્ણુ આવે !
ને બોલાવે મૃદુલ સ્વરથી એ તને પુંડરીક !
દીસે રાજી તુજ ઉપર એ દેવનાં દિવ્ય ચિત્ત.

ચાચી લેજે અભિલષિત ને સર્વ કર્ત્તવ્ય કે'જે !
પામ્યો મોંઘી પળ અફળ એ ના જવા લેશ દેજે !
હા ! હા ! તું તો સદન મહીંથી ના હજુ બા'ર આવે !
શું સિદ્ધિ કે વિભવ વરવા ચિત્તથી કૈં ન ચાહે ?

શબ્દો એના શ્રવણ થકી તો સર્વ તું સાંભળે છે,
ને હુંકારે પ્રતિવચન કૈં સંભ્રમે શીઘ્ર દે છે;
એવું ઉંચું તુજ કર વિષે કે' કશું કાર્ય આવ્યું ?
એથી દૈવી અતિથિ ઉપરે લેશ ના લક્ષ દીધું !

હા ! રોકાયો પ્રસૂ-જનકની શુશ્રૂષામાં દીસે તું !
એમાં રાચ્યું હૃદય પ્રણયી અન્ય ના કાંઈ જોતું;
કર્ણો તારા ગુરૂવચનને પામવા ઉત્કે આજે,

રોકી રાખે પ્રણયી ઉરને શુદ્ધ કોઈ સમાધિ,
જેમાં આવી જરૂર ન શકે અન્ય એકે ઉપાધિ;
ઉભાં આવી બહુ સમયથી આંગણામાં અતિથિ,
મોંઘી એની ઘણીક ઘડીઓ દેખતાં વાટ વીતી.

કંટાળીને સહન સહસા એ ત્યજી તારૂં જાશે,
ને પસ્તાવો પળ પછી તને અંતરે ઉગ્ર થાશે;
કાં તો વા'લા ! કુપિત થઈને કૈં કટુ વાક્ય કે'શે,
સિદ્ધિસ્થાને અગર વસમો શાપ–સંતાપ દેશે.

એની ચિંતા નહિ હૃદયમાં, ભાવિ કેરી ન ભીતિ,
ઇચ્છા એકે નહિ તહીં કરે, કોઇ અશ્રેય ક્યાંથી ?
વૃત્તિ જેની વશ પ્રણયને સર્વ તલ્લીન તર્ક,
તે પ્રેમીનો દૂષિત કદીએ નિર્મળો ના નિસર્ગ.

ભોળું હૈયું મતિથી ન રચી ભેદ જાણે જરાય,
એનો એકે અવિનય અરે ! કેમ કલ્પી શકાય ?
કર્ત્તવ્યે જે પ્રણયી ઉરને હેતુ ના કાંઇ હોય,
હેતુ એના અકરણ તણો ક્યાંથી દેખાય કોય ?

એ ભક્તિ, એ કૃતિ, પ્રણયીને જીવ સાથે જડાઇ,
એથી ભાસે નહિ હૃદયને અન્ય કર્ત્તવ્ય કાંઇ;
ના કૈં ઇચ્છા વર, વિભવ કે સિદ્ધિને સાધવાની,
પ્રેમે પૂર્યાં હૃદયતળમાં ન્યૂનતા હોય શાની ?

પ્રીતિ કેરા પ્રચુર બળથી ચિત્ત જે ચોંટી જાય,
જુદું પાડી જરૂર ન શકે કોઇ એને ઉપાય;
ભેદાભાવે નિયમ જગના ના ઉરે વ્યક્ત થાય,
એથી પ્રેમી હૃદય જગને દોષભાગી જણાય.

અંતર્દૃષ્ટિ થકી પ્રણયનું જોઉ પ્રૌઢત્વ પેખે,
દૈવી દશા નહિ પ્રણયીનો દોષ એ કોઇ દેખે;
એને છોડી અમર અતિથિ કેમ અન્યત્ર જાય ?
સાપેક્ષાના સ્તુતિવચનથી જે ન રીઝે જરાય.

આગન્તુ એ પ્રણય નિરખી જે અનાહૂત આવે,
તે કંટાળે અગર ઉરમાં ક્રોધ શું કાંઇ લાવે ?
**विठ्ठोबा** એ પ્રણયકૃતિના સાક્ષી **रुक्माई** સંગે,
જો ! અદ્યાપિ અતિથિ વિલસે પંઢરીપુર માંહે !



# મહાવીર.

## ( ૧ )

( વસંતતિલકા. )

ગાજી રહ્યો ઘન સમો અહીં સિંધુ ખારો,
દૂરે જણાય-ન જણાય કશો કિનારો;
કલ્લોલ કોટિ પ્રકટી ભયને વધારે,
કોપે ચડયો તટ પરે કર શું પછાડે ?

ચોપાસ આ ગગન શ્યામ જણાય જેવું,
કાળું ભયાનક સમુદ્રનું વારિ તેવું;
બન્ને અનંત સુવિશાળ પ્રચંડ ભાસે,
શું ક્રોધથી ઘુરકતા રહી સામસામે ?

આ પાંચ વાનર જણાય ઉભા કિનારે,
અન્યોન્ય વિસ્મિત થઇ વદનો નિહાળે;
બોલે કશું ન બની ગંભીર કૈં વિમાસે,
ગાંભીર્ય જોઇ નહિ ગંભીર કોણ થાયે ?

( મંદાક્રાંતા. )

ચારે બાજુ નજર કરીને કોઈ નિઃશ્વાસ નાખે,
ને કો જોતો જલધિ-જળને માપતો હોય જાણે !
કો પૃથ્વીને નખથી ખણતો જોઇ નીચે રહેલો,
ભાસે કોઇ વિકળ ભયથી આમ આભો બનેલો.

( શિખરિણી. )

કંઇ દૂરે આ કો તરૂણ કપિ ઉભો, જલધિને
નિહાળંતો, ચાળા વિવિધ કરતો મત્ત થઇને;
ગયાં ફૂલી ગાત્રો, સ્ફુટ સબળ રોમોદ્‌ગમ દીસે,
કરે ઊડું ઊડું, વિકળ સરખો વ્યોમ નિરખે.

કર્યો હા ! હુંકારો, હબકી કપિ એથી સહુ ગયા,
શકે ગાજ્યો આવી નિકટ સહસા કેસરિ-યુવા;
થયા પ્રત્યાઘાતો ગિરિ, ગગનમાં ને વિપિનમાં,
તરંગો તોફાની શમિત કરી થંભ્યો જલધિ આ !

( વસંતતિલકા. )

હુંકાર સાથ નભમાં કપિરાજ કૂદ્યો,
ઊડયો અને ત્યજી ગયો પળમાં કિનારો;
આ જાય ! જાય ! કહીને કપિ અન્ય કૂદ્યા,
પૃથ્વી પરે પણ પડયા પળ માંહી પાછા.

( શિખરિણી. )

અને એ તો ઉંચા કરથી નભ જાણે પકડતો.
હવામાં હુંકારા વિવિધ વધતા જાય કરતો;
થતાં નીચો કાંઇ વળી વધુ છલંગે તલપતો,
નિરાલંબે પંથે વિહગપતિ પેઠે વિચરતો.

નથી પામ્યો પાંખો, અનિલ ન ઉરાડી લઇ ગયો,
નથી મંત્રો કેરા બળથી બળવંતો કંઇ થયો;
અરે ! સ્વામી કેરી પ્રબળતર ભક્તિ ઉર વસી,
અને વૃદ્ધિ પામી કપિકર ગ્રહીને લઇ ગઇ !

( વસન્તતિલકા. )

કર્ત્તવ્યનિષ્ઠ પ્રણયાર્દ્ર અપાર ઉંચું,
ઊડું ઊડું કરતું એ દૃઢ વીર-હૈયું;
ઊડ્યું અને લઇ ગયું વપુને ઉરાડી,
ઉંડા અનંત જલના નિધિને વટાવી.

( ૨ )

( શિખરિણી.

ઘણાં વર્ષો વીત્યાં, યુગ પણ અનેરા વહી ગયા,
અને ગાઢાં ગાઢાં પડ સમય કેરાં ફરી વળ્યાં;
ન માને આ બુદ્ધિ, હૃદય પણ ના તે ગ્રહી શકે,
હવે આ હૈયામાં ચરિત પળ એ ના રહી શકે.

અમે દીઠો એવો પ્રણય નહિ ક્યારે ઉર વિષે,
ન જાણ્યું પ્રેમીનું પરવશપણું કો દિન અરે !
અને પ્રેમી કેરી અનુભવી કદી ના વિકળતા,
રહે ક્યાંથી આવું પ્રણયી તણું ઉદ્દીન ઉરમાં ?

ભલે તું ત્રેતાનો અનુચિત સુભાગી સુભટ હો,
હશે વાલ્મીકિએ ચપળ નિરખીને કપિ કહ્યો;
થયો આ પૃથ્વીમાં પ્રકટ અથવા હો નવ થયો,
કવિની સૃષ્ટિનો કપિવર ! ભલે કલ્પિત રહ્યો !

શકે જાણી સૃષ્ટિ તુજ કૃતિ કદી ના મનુજની,
પરંતુ પૂજે છે પ્રતિદિવસ સૃષ્ટિ પ્રણયની;
સદા એ સૃષ્ટિમાં તુજ સમ ઘણા વીર વિલસે,
અને ઉડ્ડીનોથી ગગનપથમાં ગર્જન કરે.

( અનુષ્ટુપ્

ખેલે એ વ્યોમમાં ખાંતે, સૂર્યની સંગ સંચરે,
ઉડ્ડીન દિવ્ય આ તારૂં માની કેમ શકે ન તે ?

( વસંતતિલકા. )

સત્પ્રેમ આગળ અશકય ન કૈં જણાય,
ને સ્નિગ્ધ માનસ વિષે ભય ના સમાય;
ભક્તિ ખરા જીગરની નહિ વ્યર્થ જાય,
કર્ત્તવ્યનિષ્ઠ ઉરનો ન નિપાત થાય.

એ સત્ય બોધ જગને સમજાવનારી,
સર્વત્ર શોભતી મનોહર મૂર્ત્તિ તારી;
કર્ત્તવ્ય કેરી દૃઢતા કહી આપનારૂં,
પાષાણનિર્મિત ભલે રહ્યું રૂપ તારૂં !

તેં દેહ અર્પણ કર્યો પ્રિય ! સ્નેહ માટે,
'સ્નેહી થજો સહુ' સુશિક્ષણ એ જ આપે;
સ્નેહી બની મનુજમાં પણ સ્નેહ માગે,
સ્નેહાર્થ–તૈલ તુજને જગ હાય ! આપે !



# જયદેવપત્ની.

( મન્દાક્રાન્તા. )

" આ શું ! પામ્યો પ્રિય મરણ ને પ્રેયસી પિંડ ધારે !
" પ્રેમી કેરૂં સહગમન શું સંભવે આ પ્રકારે ? "
કૈં આશ્ચર્યે નૃપભવનમાં વાક્ય એ બોલનારી,
ભોળી રામા પ્રણયમય આ પૃથ્વીને પેખનારી.

ના જાણે એ જગજન તણો માર્ગ જુદો જણાય,
સત્પ્રીતિનું સ્વરૂપ સમજી તે શકે ના જરાય;
સ્વામી સંગે બળી શરીર આ છોડવા ઇચ્છનારી,
જાતી વાટે સતી નિરખીને બોલતી એ બિચારી.

પ્રેમી હૈયું નહિ પ્રણયની જોઈ હાંસી શકે છે,
જૂઠી રીતિ નિરખી જગની એ અતિ ઊકળે છે;
સાચું માનો, નહિ જગત વા શી સ્પૃહા સ્નિગ્ધ ચિત્તે ?
કે'વું પૂછ્યા વગર પણ જે અંતરે ઉદ્ભવે તે.

ને તેથી આ કવિ-હૃદયમાં સર્વદા ખેલનારી,
બોલી સાચું, કૌતુક સઘળું વ્યર્થ દેખી-વિચારી;
" આ શું ! પામ્યો પ્રિય મરણ ને પ્રેયસી પિંડ ધારે !
" પ્રેમી કેરૂં સહગમન શું સંભવે આ પ્રકારે ?

" એ દેખે ને પ્રિય વહી ગયો હા ! ઘટે કેમ એવું ?
" ઊડે પ્રેમી હૃદય યુગપત્ એ વિષે શું કહેવું ?
" આત્મા પત્ની-પતિ-વપુ તણો સર્વદા એક હોય,
" અર્ધા કેરૂં ગમન ન ઘટે, આ હશે અન્ય કોય.

" છોડી દેવું શરીર પતિની પાછળે એ વિવેક,
" પ્રેમીને તો પળ પણ મળે એતદર્થે ન એક;
ભિન્નાત્માનું નિરૂપણ સદા એ વિવેકે કર્યું છે,
" જે પ્રેમીના નહિ હૃદયને સ્પર્શી ક્યારે શક્યું છે.

" જે પ્રાણો ના પ્રિય સહ ગયા, કાઢવા વ્યર્થ તે છે,
" ચીરાયું ના હૃદય સહસા દાહથી શું કરે તે ?
" અસ્તાબ્ધિમાં દિનકર જતાં જ્યોતિ બેસી રહે શું ?
" શક્તિ ચક્ષુ શ્રવણ તણી ના જીવ સાથે જશે શું ?

" પામી પીડા વિરહદુઃખની શોક માંહે સિદાય,
" એ સંસારી પ્રણય અથવા સ્વાર્થગ્રંથિ ગણાય;
" પૂછે કાંઇ નહિ હૃદયને, બુદ્ધિને પ્રેમ ક્યારે,
" એની વાંસે પરવશ બની ઇંદ્રિયો સર્વ ચાલે."

શાણી ! તારાં વચન સઘળાં સર્વથા સત્ય ભાસે,
તોએ જૂઠા જગ નિકટ એ વ્યર્થ જેવાં જણાશે;
જે પાસે તું અમર રસની દિવ્ય વૃષ્ટિ કરે છે,
તે તો ભોગી મનુજ વિષનાં ! એ વિષે મસ્ત રે' છે.

દષ્ટિ એની અમુક હદથી દૂર ક્યારે ન જાય,
સંબંધીનો પ્રણય પણ એ સીમ માંહિ સમાય;
જો ! આ રાણી સકળ તુજને અંતરે કૈં ગણે છે !
ઉક્તિ તારી અફળ ગણીને કૈં કુતર્કો કરે છે.

એ વસ્તુને નહિ હૃદય આ કોઇ રીતે સ્વીકારે,
દેખે-જાણે નહિ, અનુભવે સ્વપ્ન માંહે ન ક્યારે;
ઓછી બુદ્ધિ, મલિન હૃદયો સ્વાર્થ છે જ્યાં સમર્થ,
એને કે'તાં ઉચિત ઉપજે ઉલટો કૈં અનર્થ.

  

વીત્યા એને બહુ દિવસ ને વાત સૌએ વીસારી,
ભૂલી ક્યારે નહિ હૃદયથી ભૂપની કોઇ નારી;
બેસે રામા સકળ મળીને એક પ્રત્યૂષકાળે,
આવ્યો દ્વારે નરપતિ તણો દોડતો દૂત ત્યારે.

શોકાવેશે કવિમરણની વાત એણે જણાવી,
ને ઓચિંતી રમણી સહુને દુઃખ માંહે ડૂબાવી;
મૂર્ત્તિ પેલી કવિપ્રણયની એક ઉચ્છ્વાસ સાથે
ચીરાતાં જો ! હૃદય પડતી સ્તબ્ધ થઇ પૃથ્વી માંહે !

ચાલે નાડી નહિ, શ્વસન ના, ના ક્રિયા કૈં જણાય,
વજ્રાઘાતે કુસમળી કદળી કાં ન વેગે કપાય ?
હા ! હા ! સાચું વિષ મનુજના માનસોમાં વસે છે,
એના સ્પર્શે જરૂર પળમાં પ્રાણ પ્રેમી ત્યજે છે.

આહા ! પ્રેમી–હૃદયતળમાં ઊછળે શો અભેદ ?
જુદાં ભાસે શરીર પણ છે અંતરે નિત્ય એક;
ખોટી છે કે ખબર ખરી એ કાંઇ શંકા ન કીધી,
પામે શંકા અમળ ઉરમાં સ્વલ્પ સત્કાર ક્યાંથી ?

જો વા'લાનું પ્રણયી હૃદયે મૃત્યુ માની લીધું છે,
તો ના એને વિપળ વસવા સ્થાન એકે રહ્યું છે;
ને વા'લું જે વપુ દયિતથી કોઇ રીતે જણાય,
તેને વા'લા વગર ઘડીએ કેમ રાખી શકાય ?

રે ! સંસારી મલિન મનુજો ! કામ કેવું તમારૂં ?
ભોળાં પ્રેમી હૃદય તમને ના ગમે કેમ વારૂ ?
શું આ રીતે કરવી સમજો પ્રેમ કેરી પરીક્ષા ?
કે સંસર્ગે જરૂર જગના શુદ્ધને એહ શિક્ષા ?

તું એ ભુંડા વિધિ ! અધમને હાય ! ઉત્તેજનારો !
ભૂલ્યો ભૂલ્યો વસી નિઠુરના સંગમાં ધર્મ તારો !
એક સ્થાને કુસુમ સહ તું કંકરો કાં ભરે છે ?
ના સંભાળે પ્રણયી હૃદયો તો પછી કાં સૂજે છે !

ક્યાં આ સૃષ્ટિ સતત પ્રણયે સ્વાર્થને સાધનારી !
'ભર્ત્તા'–'ભાર્યા' તણી સરણિએ નિત્ય નીચે જનારી;
ભક્ષી ભક્ષી પ્રિયવિરહનું કષ્ટ કાળી થનારી,
ને દૃષ્ટાન્તો પકડી હૃદયે ધાષ્ટર્યને ધારનારી.

પામી બીજું શરણ, ગતનું નામ ભૂલી જનારી,
એથી નીચે પણ ગમનનો માર્ગ એ સાગનારી;
એ સંસર્ગે પ્રણુથી હૃદયો રાખવાં યુક્ત છે શું ?
કે એને તું પ્રણયપથ આ કાર્યથી શીખવે શું ?

તો એ હેતુ કદી તુજ તણો સ્વલ્પ ના સિદ્ધ થાય,
છો ને એવાં અમિત પ્રણુથી પાત્રના પ્રાણ જાય !
એને ભીરૂ અબળ ગણીને એ વધુ ધૃષ્ટ થાશે,
ને દુઃસંગે સરળ ઉરને સ્વાર્થમાં ખેંચી જાશે.

  

હાંસી કેરૂં ફળ વિષમ આ જોઇને સર્વ રાણી,
પશ્ચાત્તાપે અધિક બળતી મૂઢભાવે મુંઝાણી;
ઓચિંતો ત્યાં કવિ હૃદયથી ઉડતો પ્રેમઘેલો,
આવી ઊભો નિકટ સહજે સર્વ જાણી ગયેલો.

દૃષ્ટિ ખુલ્લી પણ જગતને એ લગારે ન દેખે,
બોલે ચાલે નહિ, વિકળવત્ પ્રેયસી માત્ર પેખે;
જુદી દૃષ્ટિ પ્રણયી જનની વિશ્વથી નિત્ય રે' છે,
એ દેખે તે નહિ જગતનાં જોઇ જન્તુ શકે છે.

વા'લી કેરા જડ શરીરમાં એ કશું આત્મતત્ત્વ,
ઉંડું ઉંડું પ્રણય તણું વા પૂર્ણ દેખે પ્રભુત્ત્વ;

જે વાણીમાં ઇતર જનના ઉર માંહે ન આવે,
જાણે પ્રેમી પણ વદનથી વર્ણવી ના શકાયે.

ને વા'લીના પિહિત ઉરની એકલી એજ ચાવી,
લીધું એણે કવિ-હૃદયને હા ! ચીરાતું બચાવી;
પૂછયો શંકા થકી ન દયિતે વૈદ્યને કૈં ઉપાય,
વૈદ્યો કેરા નિયમ થકી એ સર્ગ જુદો સહાય.

હા ! જો વીણા ગ્રહી કર વિષે શાંતિથી એ વગાડે !
ને સંઘાતે હૃદયરસની કૈં સ્વરો બા'ર કાઢે !
ધીરે ધીરે સ્વર ક્રમ વડે સપ્ત સંધાઇ જાય,
કેવું મીઠું રસભરિત એ પ્રેમનું ગીત ગાય !

જન્તુમાં ને જડ સકળમાં એ થયું વ્યાપ્ત ગાન,
ભૂભાગેથી નભ લગી રહ્યું નાચતું એક તાન;
ચાલ્યો સિંધુ ઉછળી ઉછળી પ્રેમપીયૂષ કેરો,
વીચિ વાટે હૃદય સખીનું રેલવા પૂર્ણ લાગ્યો.

ને વા'લીના વપુસકળમાં એ રહ્યો નાદ વ્યાપી,
રોમે રોમે રમત કરવા પ્રેમ લાગ્યો પ્રતાપી;
આવ્યો આત્મા ગત, શયિત કે સ્તબ્ધ જ્યાં લીન ત્યાંથી,
દીધું એણે શરીર સહસા નાદ સાથે નચાવી.

જાગી જાગી-પ્રણયરસની પુત્તળી શીઘ્ર જાગી,
ને આનંદે નિરખી પતિને ભેટવા કંઠ બાઝી;

ભેટયાં બન્ને હૃદય રસમાં લીન એકત્વ પામ્યાં,
પ્રેમાબ્ધિમાં પડી વિમળ બે વસ્તુ સાંહે વિરામ્યાં.

  

જુદાં પ્રેમી જન, હૃદય એ વિશ્વથી ભિન્ન ભાસે,
જુદી ચેષ્ટા પ્રણય તણી એ મર્ત્ય જન્તુ ન જાણે;
વેધો એના વિધિરચિત આ સૃષ્ટિમાં ના જણાય,
એકાત્માની ગતિ અવરના સ્વાન્તમાં ના સમાય.



# મીરાંને.

( શાર્દૂલવિક્રીડિત. )

એ હાલાહલપૂર્ણ પાત્ર વદને તેં કેવી રીતે ધર્યું ?
શી રીતે ભયથી વિમુક્ત રહીને કે ' પાન એનું કર્યું ?
મીરાં ! મંત્ર અપૂર્વ કોઇ તુજને સ્વર્ગીય શું સાંપડયો ?
કે તારા કરસ્પર્શથી વિષ ભર્યો પીયૂષ પ્યાલો થયો ?

તેં કીધું વિષપાન એ નયનથી આ વિશ્વ દેખી શકયું,
ને મૃત્યુ અડકી શકયું ન તુજને એ ના અજાણ્યું. રહ્યું
એનો ભેદ અગમ્ય કાંઇ અમને શું ના બતાવી શકે ?
શું મોંઘો કંઇ મંત્ર એ અમરનો શાણી ! નહિ શીખવે ?

તારૂં નિર્મળ ચિત્ત હા ! જગતથી ઉંચું રહેલું હશે !
ને કો શક્તિ વડે નિરંતર ચડયું ઉંચે જતુ એ હશે;
એ ઉંચા ઉર માહી મૃત્યુરસ ના પોં'ચી લગારે શકયો,
પામીને જડ દેહ વ્યર્થ સરખો સુકાઇ સે'જે ગયો.

કાં તો ભેદ પીયૂષ ને વિષ તણો દ્રષ્ટિ વડે દેખવા,
ના કાંઇ અવકાશ અંતર હશે કે બુદ્ધિથી જાણવા;
એથી ના વિષનું વિષત્વ પ્રકટી એ ઉર માંહે શકયું,
વ્યાપારાન્તરરૂદ્ધ ચિત્ત પણ ના એને સ્વીકારી શકયું.

એ સીમા વિષની વટાવી ઉરને ઉંચે લઇ તું ગઇ,
દેવી વિશ્વ તણા કહે નિયમને શી પેર જુદી થઇ ?
હા ! એ પ્રેમ ગાવર્યું અંતર વિષે આલી ! રહ્યો ઊછળી !
આકર્ષી તુજને ઉંચે લઇ ગયો કો દિવ્ય સૃષ્ટિ અહીં.

ને પ્રેમામૃતના અજીત બળને ના ઝેર જીતી શક્યું,
ભાનુની દ્યુતિમાં તમિસ્ર સમ એ કાં લીન એમાં થયું;
દેવી ! દિવ્ય સુમંત્ર એ, પ્રણય એ, એ ભવ્ય આત્મોન્નતિ,
આપી આ ઉરને કૃતાર્થ કરી દે ! એ એક ઇચ્છા રહી.

પ્યાલા વિશ્વ વિષે વસી વિષ તણા પીવા પરાણે પડે,
ને સંસર્ગથી દેહ દૂષિત સદા ત્યાં ઝેર કાં ના ચડે ?
સેંજે શોણિતમાં, શિરા સકળમાં વ્યાપી વિશેષે રહે,
મૂર્છા આપી ભૂલાવી ભાન મનને એ મોહથી મુંઝવે,

એકે સિદ્ધ ઉપાય એ વિષ તણો કે વૈદ્ય કો ના મળે,
ને સંસાર સ્વભાવસિદ્ધ વિષ તો આપ્યા વિના ના રહે;
જાણું કે નવ જાણું તોય હૃદયે એ કાર્ય એનું કરે,
ઇચ્છું અંતરથી સુધા સમજવા તો સિદ્ધ ના થાય તે.

ક્યાંથી થાય ? વિભેદને પળપળે જ્યાં ભ્રાંત હૈયું ભજે,
ક્યાંથી થાય ? અહંત્વપૂર્ણ ઉરને ભીતિ ન ક્યારે ત્યજે;
મીઠું મૃત્યુ અરે ! અભાગી ઉરની પાસે નથી આવતું !
ના પોંચે વિષ એટલું હૃદય હા ! ઉંચે ચડી ના જતું.

ત્યારે આમ ત્રિશંકુ તુલ્ય લટકી રે'વું કહે ક્યાં લગી !
શું તારી સ્મૃતિ મુગ્ધ માનસ તણી ના કૈં સુધારે સ્થિતિ ?
તું જીતી જગને ગઇ, પ્રણય એ પદ્યે બતાવી ગઇ,
દૈવી મંત્ર અનેક એ કવનમાં શાણી ! છુપાવી ગઇ.

મીઠી ભોગવી તેં મજા કહી ભલે તે કાવ્ય માંહે હશે,
ઉંચા કૈંક કહ્યા ઉપાય વિષના વિધ્વંસ માટે હશે;
એનો અર્થ પરંતુ આ હૃદયને સાચો ન સૂઝી શકે,
ઝેરી પાત્ર વિષે પદાર્થ પડીને તદ્રૂપ શું ના બને ?

જો તું આત્મબળે અભેદરસિકે ! આ અંતરે આવશે,
ને એ દૃષ્ટિ ઉદાર એ હૃદયની ઝાંખી ઘડી આપશે;
તો એ મંત્ર પવિત્ર પ્રેમપથના સે'જે અમે શીખશું,
ભેળી ઝેર સુધા વિષે ઇતરથા પંચત્વને પામશું.



એ સીમા વિષની વટાવી ઉરને ઉંચે લઇ તું ગઇ,
કુદી વિશ્વ તણા કહે નિયમને શી પેર જુદી થઇ?
હા! એ પ્રેમ અવર્ણ્ય અંતર વિષે આલી! રહ્યો ઊછળી!
આકર્ષી તુજને ઉંચે લઇ ગયો કો દિવ્ય સૃષ્ટિ મહીં.

ને પ્રેમામૃતના અજીત બળને ના ઝેર જીતી શક્યું,
ભાનુની દ્યુતિમાં તમિસ્ર સમ એ કાં લીન એમાં થયું;
દેવી! દિવ્ય સુમંત્ર એ, પ્રણય એ, એ ભવ્ય આત્મોન્નતિ,
આપી આ ઉરને કૃતાર્થ કરી દે! એ એક ઇચ્છા રહી.

પ્યાલા વિશ્વ વિષે વસી વિષ તણા પીવા પરાણે પડે,
ને સંસર્ગથી દેહ દૂષિત સદા ત્યાં ઝેર કાં ના ચડે?
સેંજે શોણિતમાં. શિરા સકળમાં વ્યાપી વિશેષે રહે,
મૂર્છા આપી ભૂલાવી ભાન મનને એ મોહથી મુંઝવે,

એકે સિદ્ધ ઉપાય એ વિષ તણો કે વૈદ્ય કો ના મળે,
ને સંસાર સ્વભાવસિદ્ધ વિષ તો આપ્યા વિના ના રહે;
જાણું કે નવ જાણું તોય હૃદયે એ કાર્ય એનું કરે,
ઇચ્છું અંતરથી સુધા સમજવા તો સિદ્ધ ના થાય તે.

ક્યાંથી થાય? વિભેદને પળપળે જ્યાં ભ્રાંત હૈયું ભજે,
ક્યાંથી થાય? અહંત્વપૂર્ણ ઉરને ભીતિ ન ક્યારે ત્યજે;
મીઠું મૃત્યુ અરે! અભાગી ઉરની પાસે નથી આવતું!
ના પોંચે વિષ એટલું હૃદય હા! ઉંચે ચડી ના જતું.

ત્યારે આમ ત્રિશંકું તુલ્ય લટકી રે'વું કહે ક્યાં લગી !
શું તારી સ્મૃતિ મુગ્ધ માનસ તણી ના કૈં સુધારે સ્થિતિ ?
તું જીતી જગને ગઇ, પ્રણય એ પદ્યે બતાવી ગઇ,
હૈવી મંત્ર અનેક એ કવનમાં શાણી ! છુપાવી ગઇ.

મીઠી ભોગવી તેં મજા કહી ભલે તે કાવ્ય માંહે હશે,
ઉંચા કૈંક કહ્યા ઉપાય વિષના વિધ્વંસ માટે હશે;
એનો અર્થ પરંતુ આ હૃદયને સાચો ન સૂઝી શકે,
ઝેરી પાત્ર વિષે પદાર્થ પડીને તદ્રૂપ શું ના બને ?

જો તું આત્મબળે અભેદરસિકે ! આ અંતરે આવશે,
ને એ દૃષ્ટિ ઉદાર એ હૃદયની ઝાંખી ઘડી આપશે;
તો એ મંત્ર પવિત્ર પ્રેમપથના સે'જે અમે શીખશું,
ભેળી ઝેર સુધા વિષે ઇતરથા પંચત્વને પામશું.



# અશ્રુમતી.

( મન્દાક્રાન્તા. )

" અશ્રુ ! તારો **સલિમ** પરનો સ્નેહ તું છોડી દેજે,
" ને એ મારા રિપુતનયથી સર્વદા દૂર રે'જે; "
ક્ષત્રીનાં એ ઉચિત વચનો, તાતની સ્તુત્ય શિક્ષા,
એની ક્યારે પણ નહિ કરૂં હું લગારે ઉપેક્ષા.

ચાહું છું હું મન જનકનું પૂર્ણ સંતોષવાને,
ને એ માટે તન, હૃદય કે ઇષ્ટ સૌ આપવાને;
એ આજ્ઞાથી ગમન ઉલટું ચિત્તથી હું ન ચાહું;
બુદ્ધિથી કો અવર પથમાં કોઇ કાળે ન જાઉં.

આપ્યાં તાતે વસન ભગવાં સર્વથા તે સ્વીકારૂં,
ભસ્મે લિંપું શરીર સઘળું, આ ન માળા વીસારૂં;
એ સૌ આપે જનકવચનો પાળવામાં સહાય,
એ સંસર્ગે હૃદય સુધરે એ જ ઇચ્છું સદાય.

હું ના જાણું પ્રણયપથ કે પ્રેમને ના પિછાણું,
કેવી રીતે પ્રણય કરવો છોડવો તે ન જાણું;
આ જીભેથી નહિ **સલિમનું** હું હવે નામ લેઉં;
શત્રુ જાણી, યવન સમજી સર્વથા છોડી દેઉં.

ના સંભારૂં, નિરખું નહિ ને પાસ ક્યારે ન જાઉં,
એ તો કાર્યો સુલભ સઘળાં સાધતાં ના મુંઝાઉં;
રે ! આ એની છવિ હૃદયમાં ચોંટી તે તો ન જાય,
યત્નો કીધા બહુ ઉલટથી તોય ના દૂર થાય.

માતા પાસે, જનક નિકટે ને સખીના સમાજે,
શય્યામાં કે સઘન વનમાં ચિત્તને એ ન ત્યાગે;
યોગાભ્યાસે કદી ઉતરતાં એકલો એ જણાય,
ને વૈરાગ્યે પણ વિલસતો ભક્તિ માંહે ભરાય.

સંગીતે એ સ્વર ભરી ભરી તાનથી તાલ દે છે,
આંસુ મારાં રૂદન સમયે એ જ ઉભો લુએ છે;
હારી, થાકી શરીર ત્યજવા હાય ! સંકલ્પ કીધો,
તો વારિમાં, વિષમ વિષમાં, અગ્નિમાં એ જ દીઠો

દેવદ્વારે, ભજનભવને સંગ એ તો શ્મશાને,
આકાશે કે અવનીતળમાં ને વસે એ જ ધ્યાને;
આવે એના સ્વર સકળ આ પક્ષીના ગાન માંહે,
આ વૃક્ષોમાં, ગિરિકુહરમાં એ જ રે'તો જણાયે.

વા'લી માતા ! જનક ! મુજને કાંઇ રસ્તો બતાવો !
ઇચ્છો એવું હૃદય કરવા કોઇ યત્ને શીખાવો !
ભૂલી જાવું સુલભ સહુ આ સંસૃતિને જણાય,
તે હું સાધી શ્રમથી ન શકું કો બતાવે ઉપાય ?

છોડી દેને સજીવ ! મુજને, ના અહીં કામ તારૂં,
વૃત્તિ મારી વિરમી તુજથી વિશ્વ આખું વીસાર્યું;
છોડી દીધાં જનક જનની ને સખી સર્વ છોડી,
કોઈ જુદા વિમળ પથમાં જો ! હવે વૃત્તિ જોડી !

હું એ અશ્રુ નહિ તુજ તણી, તું હવે છે ન મારો,
પ્રીતિ કેરો પથ હૃદયને સ્વલ્પ લાગે ન સારો,
જો ને ! જુદાં વસન જગથી, ભસ્મથી લિપ્ત અંગો.
તેમાં શોભે નહિ પ્રણયના કોઈ રીતે પ્રસંગો.

પ્રીતિ તારી ગ્રહણ કરવા યોગ્ય પાત્રો ઘણાં છે,
તેમાં તારૂં હૃદય રમશે, ના અહીં કૈં મજા છે;
મીઠી વાતો ગત સમયની નાશ પામી ગઈ છે,
ને એ દૃષ્ટિ રસભરી હવે અશ્રુની ના રહી છે.

આ હૈયામાં લવ પણ હવે રમ્યતા ના રહેલી,
ને અશ્રુ આ પણ નવ રહી પૂર્વની પ્રેમઘેલી;
તું સંસારી સકળ સુખને સર્વદા સેવનારો,
જો ને ! આ તો પ્રણય—જલધિ થૈ ગયો છેક ખારો !

જુદા માર્ગો ઉભય ઉરના ઐક્ય છોડી થયા છે,
ને સિદ્ધાન્તો પણ ઉભયના ભિન્ન રૂપે રહ્યા છે;
ઇચ્છા મારી સફળ કરવા હે ! લઉં એ જ માગી,
તારી ઇચ્છા સફળ કરશે ઇશ સૌ દૃષ્ટિ આપી.

જૂઠા પાડયા અરર ! હૃદયે ત્યાગના સૌ ઉપાય,
તું દર્શાવે પથ સરળ કૈં તો જ સાધી શકાય;
રોકી જાણે હૃદયતળને, કેમ છોડી ન જાણે ?
આ શું ? તારાં વચન સહસા આ પડે કાંઇ કાને ?

" ઘેલી અશ્રુ ! વગર સમજે શી વદે વાત ઘેલી ?
" સૂકી શિક્ષા થકી ભ્રમિત તું કૈંક લાગે થયેલી;
" સાધી–છોડી જનહૃદયથી સર્વદા જે શકાય,
" તે કલ્પેલો પ્રણય વસતો વિશ્વના કાર્યમાંય.

" સંસારીના અધમ પથમાં ભારવાહી ભમે એ;
" નાચે કૂદે વચન પર ને સ્વાર્થ સંગે રમે એ,
" અશ્રુ ! એનો તુજ હૃદયને ના થયો સ્પર્શ ક્યારે,
" દીઠો–જાણ્યો નહિ, કયમ બને ત્યાગની વાત ત્યારે ?

" દૃષ્ટિ જુદી જગતજનની આત્મવત્ સર્વ દેખે,
" તેથી એવો પ્રણય ત્યજવા તાત આજ્ઞા કરે છે;
" એ શિક્ષાએ તુજ હૃદયમાં ભેદને જન્મ દીધો,
" ચાહ્યું તારૂં હિત પણ અરે ! છોડ્યો માર્ગ સીધો !

" 'હું અશ્રુ, આ સલિમ' તુજને એ દીસે ઘેલું લાગ્યું;
" ને એ ભેદે વસી હૃદયમાં કાર્ય તારૂં બગાડ્યું;
" તું અશ્રુ ના રહી પ્રથમની દુઃખનો એ જ હેતુ.
" જુદી અશ્રુ તણું હૃદય આ જો ! થયું ભ્રાંત કેવું !

" આ અભ્યાસે અધિક વધશે ભેદ; તું ભ્રષ્ટ થાશે,
" ચાહે છે તે કદી ન મળશે ક્લેશમાં કાળ જાશે;
" દૃષ્ટિ તારી સલિમમય આ વિશ્વ દેખી રહી છે,
" તે કો ઊંચા અભિલષિતની પાસ આવી રહી છે.

" એ દૃષ્ટિનો સલિમ સમજે પૂર્વનો એજ ભ્રાંતિ,
" આડે આવી પરમ પદની એ થવા દે ન શાંતિ;
" **અશ્રુ** હો કે **સલિમ**, તરૂ કે શૈલ, પાષાણુ હોય,
" એ મુક્તિનું પ્રણયી ઉરનું દ્વાર, ના અન્ય કોય.

" ગાજે ઊંડી પ્રણયસરિતા શુદ્ધ આ ચિત્ત માંહિ,
" તે રોકાશે નહિ, વિફળ કાં યત્ન માટે મુંઝાયે ?
" એનો સ્વેચ્છા થકી વિચરતો તું જવા દે પ્રવાહ !
" વૃદ્ધિ પામી પળ વિપળ એ સેંજમાં સિંધુ થાય.

" એ સિંધુમાં **સલિમ**, જગ ને અશ્રુ સૌ લીન થાશે,
" તારી શંકા, ભય, હૃદય સૌ એ તરંગે તણાશે; "
હા ! હા ! જાણ્યું **સલિમ** ! સઘળું દૃષ્ટ આ રૂપ તારૂં,
શાને જાુદું ગણી હૃદયથી ભેદ ભુંડો વધારૂં ?

દૃષ્ટિ આ તો ભ્રમિત સઘળે ભેદ ભાળી રહેલી,
તેની પીડા અધિક ઉરમાં હાય ! વ્યાપી રહેલી,
જા ! સ્વેચ્છાથી ફર હૃદયમાં, રક્ત સાથે મળી જા !
અંગોમાં ને મન નયનમાં રોમ રોમે સરી જા !

હું એ ભેળી પિગળી પડીને એ રસે લીન થાઉં,
જુદી **અશ્રુ** રહી જગતથી ના અહંત્વે મુંઝાઉં;
ના હું **અશ્રુ**, નહિ **સલિલ** તું, ઇષ્ટ ના કાંઇ જુદું,
ને એવું આ જગત સઘળું ભિન્ન ના કાંઈ હું-તું.



# દાંપ્રભેદ.

( વસંતતિલકા. )

ડૂબી રહ્યું જગત પૂર્ણ પ્રપંચ માંહે,
જેની પ્રવૃત્તિ પળ એક ન શાંત થાયે;
ઊંડાણમાં ઉતરતું દિનરાત જાય,
ને કોઇનું નહિ સહાયક કોઇ થાય.

દિલ્હીશના ભવનમાં જગથી વિચિત્ર,
જો ! પ્રેમનું નવલ કાંઇ જણાય ચિત્ર !
આ દંપતી રસ વિષે થઇ લીન રાચે,
જા'ંગીરશાહ નિજ નૂરજહાન સાથે.

કોલાહલો જગતના શ્રવણે પડે ના,
સંસારના સમર કૈં નજરે ચડે ના;
એકાંત હર્મ્ય મહીં પ્રેમપીયૂષ પીતાં,
ને હર્ષમાં વિલસતાં બહુ વર્ષ વીત્યાં.

આનંદના દિન હશે ક્યમ છેક ટુંકા ?
પ્રેમી હશે હૃદય કાં નહિ તૃપ્ત થાતાં ?
કર્ત્તવ્ય ને નિયમ સર્વ ત્યજી દઇને,
સ્નેહામૃતે સતત માનસ યુગ્મ સિંચે.

* * * *

સ્વેચ્છા વડે પવન જ્યાં ન શકે પ્રવેશી,
ત્યાં માનવી તણી કદી ગતિ સંભવે શી ?
તેઓ અચાનક વિચિત્ર ફકીર કોઇ,
આવી ચડયો દિવસ એક પ્રસંગ જોઇ.

તત્કાળ લજ્જિત થતી નૃપ કેરી રાણી,
અંતર્ગૃહે ભયથી કંપતી જૈ ભરાણી,
ને શાહ વિસ્મિત થઇ ગ્રહી હસ્ત પૂછે,
"કો' સાંઇ ! આગમનકારણ ઉગ્ર શું છે ?"

"જાણ્યું-સુણ્યું નયનથી નવ તેવું જોયું,"
બોલ્યો નિરાશ થઇ તુર્ત ફકીર એવું;
"મારા વસી નયન માંહી જુઓ !જણાશે,"
પ્રશ્નાનુરૂપ ઝટ ઉત્તર ભૂપ આપે.

હા ! હા ! નરેશ! બસ! ઉત્તર યોગ્ય દીધો!
એ પ્રશ્નનો ઉચિત ઉત્તર નો'ય બીજો,
ભોળા ફકીર ! તુજ શંકિત શુષ્ક દષ્ટિ,
ક્યાંથી જુએ પ્રણય નિર્મિત રમ્ય મૂર્ત્તિ ?.

તેં કલ્પના મહીં હશે છવિ જેવી ધારી,
છે એ થકી અધિક સુંદર એ બનેલી;
તારૂં પરંતુ ઉર સંશયથી ભરેલું,
સૌંદર્ય તે થકી યથાર્થ નહિ વિલોકયું.

સૌંદર્યના પ્રણયને પ્રકટાવનાર,
સિદ્ધાન્ત એ હૃદય હોત તને વસેલો,
સૌંદર્યનો જનક પ્રેમ સદા જણાય,
તો આટલો ભ્રમિત કે નવ થાત ઘેલો.

છે પ્રેમની જગથી વીર ! વિચિત્ર સૃષ્ટિ,
જેમાં નથી વિધિ તણો અધિકાર કાંઇ,
જે સૃષ્ટિનો પ્રણય પૂર્ણ સ્વતંત્ર સ્રષ્ટા,
સૌંદર્યની કયમ રહે પછી ન્યૂનતા ત્યાં ?

સૌંદર્ય જ્યાં અમુક વસ્તુ વિષે વસ્યું છે.
ને બુદ્ધિનું પ્રણયથી બળ જ્યાં વધુ છે;
જ્યાંનો દીસે પ્રણય પંગુ અને વિકારી,
તે સૃષ્ટિનો ખચિત પંડિત ! તું નિવાસી.

એથી થયું કંઇ કુતૂહલ ચિત્ત તારે,
જે સ્નિગ્ધ માનસ વિષે ન વસે લગારે;
એ સંશયી ઉર તને અહીં ખેંચી લાવ્યું,
સૌંદર્ય તો પણ નહિ કશુંએ બતાવ્યું.



# ચંદન.

## (૧)

( શિખરિણી. )

" સભામાં શ્રીમંતો, અમીર, ઉમરાવો, અનુચરો,
" અને આવે બીજા બહુ નગરના યોગ્ય પુરૂષો;
" મને પ્રીતિ નિત્યે સહુ જન પરે પૂર્ણ પ્રકટે,
" પિતા પેઠે મારૂં હૃદય થઇને વત્સલ રહે.

" પરંતુ જે પેલો વણિક અહીં આવે સહુ વિષે,
" અરે ! એને જોતાં અધિક ઉરમાં ક્રોધ ઉપજે;
" ન તે વૈરી મારો, અવિનય લગારે નવ કરે,
" બગાડે ના કાંઇ, પરૂષ કદીએ વાક્ય ન વદે.

" તથાપિ શા માટે હૃદય મુજ એને નિરખીને,
" વડા વૈરી જેવો સમજી હણવા તત્પર બને ?
" વિના વાંકે એવો મુજ હૃદયને ક્રોધ ન ઘટે,
" ખરે જાણું છું એ, પણ હૃદય પાછું નવ હઠે ! "

[ શાર્દૂલવિક્રીડિત. ]

ભૂપાળે દિન એક મંત્રિવરને એકાંત દેખી કહી,
ઉંડી અંતર કેરી વાત ઉરને જે સર્વદા બાળતી;
એનું કારણ શોધવા સચિવને તે સાથ આજ્ઞા કરી,
મુંઝાણો મન મંત્રી ઉત્તર કશો આપી શકયો ત્યાં નહિ.

( દ્રુતવિલમ્બિત. )

દિન પરે દિન કેંક વહી ગયા,
સચિવ તર્ક વિતર્ક કરે સદા;
વણિક સંગ પિછાણ પછી કરી,
દિન જતાં વધતી, વધતી ગઇ.

( અનુષ્ટુભ્ )

મોટાની પામવા મૈત્રી ઇચ્છે કો નહિ અંતરે ?
વિના યત્ને મળે મંત્રી. ન કોને હૃદયે ગમે ?
એકદા મંત્રી ચાલીને વૈશ્યને ભવને ગયો,
વાર્તા વાણિજ્યની એની સંગાથે કરતો હતો.

( શાર્દૂલવિક્રીડિત. )

દીઠો ત્યાં ઢગ એક ચંદન તણો તે જોઇ આશ્ચર્યથી,
પૂછયું તે ઘડી મંત્રીએ વણિકને " આ શું પડયું છે અહીં ?"
" એ છે ભૂલ સચિવજી ! મુજતણી, ના તે સુધારી શકું,
ઊંડા અંતરમાંથી એમ વણિકે નિશ્વાસ નાંખી કહ્યું.

( વસંતતિલકા. )

" પૂર્વે ગયો હું મલબાર તણા પ્રવાસે,
" લાવ્યો હતો વિમળ ચંદન વા'ણ માંહિ;
" આ ક્ષુદ્ર ગામ મહીં એ નહિ કામ આવે,
" વીત્યાં બહુ વરસ ગ્રાહક કો ન થાયે.

" શેકાઈ પૂર્ણ ધન ચંદનમાં રહ્યું છે,
" ચિંતાથી ખિન્ન ઉર એ દિનથી થયું છે;
" આનો ન કોઇ ઉપયોગ અહીં કરે છે,
" ને વ્યાજ તો શિર પરે મુજને ચડે છે.

( અનુષ્ટુપ્ )

" પામે કો ભૂપ મૃત્યુ તો ચિતા ચંદનની બને,
" તે વિના કોઇ રીતે આ માલ મોંઘો નહિ ખપે.
" કહે છે એમ સૌ લોકો, ઇચ્છું હું ઉરમાં નહિ,
" આપશું ઐકય પામ્યાથી હા ! બોલાઈ ગયું કંઈ !

" ક્ષમા એ દોષની માગું, વાત આ દાટજો અહીં, "
" ધ્રુજતો વૈશ્ય ભીતિથી કાલાવાલા કરે કંઇ.
" વાણીના દોષને વા'લા ! ન આણે કોઈ અંતરે, "
દીલાસો એમ આપીને ગયો મંત્રી પછી ઘરે.

( ૨ )

( વસંતતિલકા. )

કોપે ચડયો તરણિ માધવમાસ માંહિ,
અગ્નિ ભર્યાં કિરણ ઉગ્ર અનેક ફેંકે;
પૃથ્વી અને પવન પૂર્ણ તપી ગયાં છે,
સ્પર્ધા કરે શું સહુને સળગાવવાને ?

આસાદમાં નૃપતિ આપ્તસમૂહ સંગે,
બેઠો હતો કરી વિલેપન શીત અંગે;
પાસે હતો સકળ મંત્ર સહાયકારી,
બેઠો પ્રધાન કંઇ વાત રહ્યો વિચારી.

( દ્રુતવિલંબિત. )

ઉશીરના પડદા લટકી રહ્યા,
અનુચરો જળ તે પર છાંટતા;
કુસુમ, ચંદન ને વ્યજનાદિકે,
નૃપતિ સેવન શૈત્ય તણું કરે.

( વસંતતિલકા. )

દેખી પ્રસંગ થઇ સ્વસ્થ પ્રધાન બોલ્યો,
“ શૈત્યાર્થ ચંદન સમો ન ઉપાય બીજો;
“ જો બંગલો સકળ ચંદનનો કરાય,
“ ઉષ્મા ન ગ્રીષ્મ તણી તો જરીએ જણાય. ”

“ હા યોગ્ય એ જરૂર ઉષ્ણહિને ઉપાય,
“ મંગાવી ચંદન કરો જ્યમ શીઘ્ર થાય; ”
“ આજ્ઞા સ્વીકારી સચિવે ઝટ કાર્ય કીધું,
દૈ મૂલ્ય વૈશ્ય તણું ચંદન સર્વ લીધું.

( અનુષ્ટુભ્ )

બનાવી બંગલો આપ્યો ભૂપ ભાળી ખુશી થયો,
બેઉના સ્વાન્તને શાન્તિ આપી એ સચિવે અહો !

( શાર્દૂલવિક્રીડિત. )

વેચી ચંદન ભૂપને વણિક એ આપે ઘણી આશિષો,
રાજાના ઉરમાં ય એ સમયથી ના ક્રોધ કાંઈ રહ્યો;
જાણી એ પલટો કશો હૃદયનો રાજા સકયો અંતરે,
તોએ કારણ એહતું ઉર વિષે આવ્યું કશું ના અરે !

( શિખરિણી. )

શકયો જાણી સાચું સચિવ હૃદયે કારણ બધું,
અને સંતોષે એ હૃદય સહજે એમ ઉચર્યું;
" શંકે છે સર્વેનાં હૃદય અવલોકી હૃદયને,
" વિના પ્રીતિ ક્યાંથી ઇતર ઉરમાં પ્રેમ પ્રકટે ?

" પ્રજાને પાળે છે નૃપતિ નિજ સંતાન સમજી,
" અને એની દૃષ્ટિ સહુ ઉપર સ્નેહામૃત ભરી;
" પરંતુ જે પાપી અહિત કંઇ એનું ઉર ચહે,
" પછી પ્રીતિ ક્યાંથી નૃપહૃદયમાં એ પર રહે ?

" અરીસો છે દૈવી હૃદયરૂપ, જોવા જગતને,
" છબી એમાં સાચી સકળ ઉરની સત્વર પડે;
" ન ચાલે વાણી કે અભિનય તણું કૈતવ કંઇ,
" ઠગાશે આ દૃષ્ટિ પણ ઉર ઠગાશે નહિ કદી."



# વિષવૈચર્ય.

( વસન્તતિલકા. )

" અત્યુગ્ર કોઇ વિષનો પણ અર્ક કાઢી,
" એવું મહાવિષ તમે સહુ દ્યો બનાવી;
" જે સ્પર્શમાત્ર થકી જીવન લે જરૂર,
" ને કોઇ યત્ન થકી થાય કદી ન દૂર. "

ચાલી હતી વિષની વાત સમાજ માંહે,
આજ્ઞા નૃપે કરી કુતૂહલ કાજ ત્યારે;
અન્યોન્ય સંમતિ થકી પછી સર્વ વૈદ્યે,
આજ્ઞા ચઢાવી શિર ઉપર તે પ્રસંગે.

સંશોધી સ્વલ્પ દિનમાં વિષ સિદ્ધ કીધું,
શીશી ભરી જઇ નરેશની પાસ દીધું;
બોલાવી કો હજુરીને નરનાથ હેતાં,
" સંભાળીને ધર કબાટ વિષે " કહે ત્યાં.

જાણી કશું પ્રબળ ઔષધ શક્તિ કેરૂં,
મૂકયું કબાટ મહીં ઔષધ સર્વ ભેળું;
વીત્યા છ માસ વિષવાત પડી વીસારે,
એવા પ્રસંગ નૃપ પાસ અનેક આવે.

* * *

ભૂપાળ એક દિન મ્હેલ વિષે ફરે છે,
ને સર્વ ખંડરચના નિરખ્યાં કરે છે;
આવ્યો ક્રમે અમુક ખંડની માંહી ચાલી,
સૂતો હજુરી કરી શાંતપણે પથારી.

પાસે કબાટ મહીં જોઇ અનેક શીશી,
પેલી મહાવિષ ભરી પણ ત્યાં જ દીઠી;
પૂરી હતી પ્રથમ, અર્ધ હવે થયેલી,
એથી નવાઇ નૃપને ઉર માંહી લાગી.

તે ભૃત્યને ઝટ જગાડી નરેશ પૂછે,
" આમાંથી ઔષધ કહે કંઇ વાપર્યું છે ? "
ભીતિ કૃપાબળ કને કશીએ રહે શી ?
બોલ્યો યુવાન નિજ લોચનયુગ્મ લૂછી.

" સ્વાદિષ્ટ ઔષધ હશે કંઇ એમ જાણી,
" મેં માસ પૂર્વ કર્યું પાન વિવેક ભૂલી;
" લાગ્યુ પરંતુ કડવું નવ સ્વાદ આવ્યો,
" એને ફરી નહિ ગ્રહુ, નૃપ ! માફી આપો ! "

આશ્ચર્ય પામી નૃપ મૌન ધરી સિધાવ્યો,
બોલાવવા સકળ વૈદ્ય નિદેશ કીધો;
આજ્ઞા થતાં પળ વિષે સહુ વૈદ્ય આવ્યા,
કોપી નરેશ કટુ વેણુ પછી કહે ત્યાં.

" વંચ્યો મને મળી તમે અતિ મૂર્ખ માની,
" કાં શાસ્ત્ર લેશ શકતા નથી કોઈ જાણી;
" જે સ્પર્શથી મરણ માનવને પમાડે,
" તે ઝેર પી મુજ હજુરી ફરે નિરાંતે !

" એમાં હશે કંઈક કારણ ભૂપ ! ભારી,
" જે શોધવા તરફ વૃત્તિ વળે અમારી;
" એથી લગાર અમને અવકાશ આપો,
" ને તેટલો સમય ધીરજ નાથ ! રાખો !"

એ સર્વમાં કુશળ વૈદ્ય હતો વિવેકી,
તેણે લીધો સમય ભૂપતિ પાસ માગી;
જાણી બધો હજુરીનો ઇતિહાસ લીધો,
ને ઓળખી પછી પ્રયત્નથી મિત્ર કીધો.

ઉંચા અનેક ઉપચારથી સખ્ય વાધ્યું,
ને દશ્યમાન ઉરનું પણ ઐક્ય જાગ્યું;
જુદો રહી નવ શકે પળ એક એકે,
અન્યોન્ય ગુહ્યતમ વાત અવશ્ય ભાખે.

પામી પ્રસંગ દિન એક વિદગ્ધ વૈદ્યે, "
પૂછ્યું " વયસ્ય ! તુજ અંતર ખિન્ન કાં છે ?
" નિત્યે ઉદાસ ઉર ઉન્નત એ જણાય,
" કો યત્નથી પણ ન શાંત કદાપિ થાય.

" ચિંતા રમે હૃદયમાં દિનરાત ઉંડી,
" બાળે બધા શરીર સત્વર એજ ભુંડી;
" આ મિત્રને પણ કહી નહિ તે શકાય,
" શી રીત તો કરી શકું કશીએ સહાય!"

" ઔદાસ્ય કારણ અરે! ઉરને મળ્યું છે,
" તે તો મટી નહિ શકે પ્રિય! કોઇ રીતે;
" તું અદ્વિતીય પ્રિય મિત્ર અવશ્ય મારો,
" તોએ ઉપાય કંઇ ચાલી શકે ન તારો."

" છે ના અશક્ય કંઇ માનવ યત્ન પાસે,
" ને દૈવને પણ હશે ગમતું ન કાં તે?
" કે'વાય લોક મહીં ' એક થકી ભલા બે ',
" ચિંતા તણો અરધ ભાર મને ન કાં દે?"

વિશ્વાસ અંતર હતો વળી આશ આવી,
સિદ્ધિ થવી ફળ તણી કદી હોય આથી;
" વા'લા! કહીશ નહિ કોઈ કને કદાપિ,"
એવું કહી પછી મનોગત વાત માંડી.

" જે કાળથી નિરખી છે નૃપની કુમારી,
" ચોંટી રહી સકળ માનસવૃત્તિ મારી;
" એ પ્રાપ્ત થાય ઉર એજ અનન્ય આશા,
" ઘેલો ફરૂં કંઈ સૂઝે નહિ કામ વા'લા!

" ક્ષત્રિય હું પણ ન લાયક ભૃત્ય માટે,
" બીજું નિષેધ તણું કારણ ના લગારે:
" ઇચ્છે નરેન્દ્રદુહિતા મુજ પ્રેમ જોઈ,
" તો હા ! નિષેધ કરવા ન સમર્થ કોઇ."

" ચિંતા કરીશ નહિ ઇશ થશે સહાય,
" હું એ પ્રયત્ન તુજ કાજ કરીશ કાંય;"
ઉત્તેજી એમ ઘર વૈદ્ય ગયો રીઝાવી,
પેઠો યુવાન પણ અન્ય પ્રસંગ માંહી.

*           *           *

ઘેરી લીધું જગતને હતું અંધકારે
સર્વત્ર શાંતિ પ્રસરી હતી મધ્ય રાત્રે;
સૂતો યુવાન કંઇ તર્કપૂરે તણાતો.
નિદ્રા તણો નિકટ હસ્ત નથી જણાતો.

ખુલ્યું કમાડ યુવતી તહીં એક આવી,
આંખો પ્રકાશ પણ ઓળખી એ શકાઇ;
દાસી નરેંદ્રદુહિતા તણી મુખ્ય દેખી;
" આ શું ?" કહી પછી યુવાન ઉઠ્યો ત્વરાથી

" છે સ્વલ્પ વાત અવકાશ નથી વધારે,
" કા'વે સુતા નૃપ તણી બહુ સ્નેહ સાથે;
" વા'લા ! ખરા જીગરથી તમને વરી છું.
" પ્રીતિ અગાધ પરખી વશ હું થઈ છું.

" માતા પિતા પણ નથી પ્રતિકૂળ કાંઇ,
" કાં કે યુવાન કુળવાન મળે જમાઇ;
" કાળાંતરે વિધિ વડે વરશું ખચીત,
" ચિંતા જરા પણ હવે કરશો ન ચિત્ત."

દાસી તણું વચન પૂર્ણ થયું નહિ જ્યાં,
"હું હું" કહી ઝટ યુવાન ઢળી પડ્યો ત્યાં;
આવ્યા તહીં પુરુષ બે શબને નિહાળ્યું,
" કો' વૈદ્યરાજ ! કંઇ કારણ સત્ય આનું."

આજ્ઞા થતાં વિનયથી પછી વૈદ્ય બોલ્યો,
" છે સ્પષ્ટ કારણ છતાં નૃપ ! કેમ પૂછો ?
" એનું ન અન્ય પરિણામ કદાપિ આવે,
" સ્પર્શી શક્યું વિષ પછી નહિ કેમ ફાવે ?

" ઉંચું હતું હૃદય ઉન્નત પ્રેમયોગે,
" સ્થાને ન જીવ વિરમી શકતો ઘડીએ;
" વ્યાપ્યો હતો પ્રણય કેવળ રોમરોમે,
" ચાલી શક્યું વિષ તણું બળ કૈં ન ત્યારે.

" વ્યાપાર માત્ર વપુથી કરતો હતો એ,
" ને ચિત્ત તો પ્રણયમગ્ન અપાર ઉંચે;
" સો સન્નિપાત થકી વ્યાધિ હતો વધારે,
" ઉંડો રહ્યાથી પરખાઇ શક્યો ન ક્યારે.

" એ સન્નિપાત વિષને ગળી જાય વેગે,
" સામર્થ્ય જો વિષ થકી વધુ હોય એને;
" જ્યાં દંશ પન્નગ તણો પણ વ્યર્થ જાય,
" છે શાસ્ત્રમાં કથિત યદ્યપિ એ ઉપાય.

" સાચો છતાં હૃદય પ્રેમ હતો સકામ,
" આશા હતી ફળ તણી, હતી કાંઇ હામ,
" સિદ્ધિ થતાં ફળની અંતર શાંતિ પામ્યું,
" ને પ્રેમને વિરમવા પણ સ્થાન આવ્યું.

" કર્ત્તવ્ય એ પ્રણયનું થયું પૂર્ણ જ્યારે,
" આવ્યો અવશ્ય વિષને અવકાશ ત્યારે;
" સંકોચ અંતર વિષે જવ પ્રેમ પામ્યો,
" ત્યારે પ્રભાવ વિષનો પળ માંહી જામ્યો.

" એ પ્રેમસાધનદશા મહીં જો ન હોત,
" એને ઇયત્ત્વ અથવા હદ કૈં ન હોત;
" તો વ્યર્થ જાત વિષ સંશય કૈં ન એમાં,
" દૈવી પરંતુ રસ પ્રેમ તણો વહે ક્યાં ?

" નિષ્કામ તો પ્રણય પીયૂષનો પિતા છે,
" જે કોઇ દિવ્ય ઉર માંહી સદા વિરાજે;
" કોટિ ઉરો મહીં હશે ઉર એક એવું,
" કે ના હશે, નહિ નરેશ્વર ! તે હું જાણું."



# પ્રસ્થાન.

( શિખરિણી. )

પ્રયાણે પદ્માક્ષી ! અનુમતિ મને દે ઉર તણી,
સહી લેવા આવ્યો સમય સુખકારી મન ગણી;
વિયોગી સંયોગી સ્થિતિ દ્વિવિધ છે સંસૃતિ વિષે,
પ્રિયે ! બન્ને જોતાં અનુભવવિભેદે ખરી દીસે.

વિયોગે જે વા'લી ! પ્રણયરસ કેરી ખુબી રહી,
સલુણી ! સંયોગે જરૂર જડશે તે કદી નહિ;
બને જેવી શુદ્ધિ જ્વલિત અનલે કાંચન તણી,
કરે ક્યાંથી એવી જટિત થઇને મૌક્તિકમણિ ?

વિયોગાગ્નિ સે'જે સકળ ઉરનું શોધન કરે,
અને વા'લા કેરૂં નવલ વપુ તેમાં જઇ ધરે;
મળે તેથી મોંઘું વિરહફળ તે તન્મયપણું,
વસે પૂર્ણાભેદે દુઃખ નવ દહે સંસૃતિ તણું.

મજા એની મીઠી અનુભવ વિના કેમ મળશે ?
નથી દીઠો રસ્તો સદન સહસા કેમ જડશે ?
બહિર્દષ્ટિ કેરૂં પ્રકટ સુખ આ નશ્વર દીસે,
ખરાં પ્રેમી એને અધમ ગણીને અંતર હસે.

સુખી સંયોગેથી સકળ જન રે'તાં અહીં દીસે,
વિયોગે સંયોગે સમ સુખી ઘણાં મધ્યમ વસે;
પરંતુ જે પેખે વિરહ મહીં સંયોગસુખને,
પ્રિયે ! એવાં પ્રેમી વિરલ જગ માંહે જડી શકે.

સુભાગી એ સ્નેહી અમર થકી ઉચ્ચ સ્થિતિ વિષે,
વસે દિવ્યાનંદે, સમૂહ નહિ તેનો કદી મળે;
મળે ક્યાંથી ટોળાં પ્રતિ વિપિન પંચાનન તણાં ?
ભમે રાને રાને મૃગ શતસહસ્રાવધિ સદા.

તને એવા ઉંચા અમરપથ માંહે લઈ જવા,
અને દૈવી તારૂં હૃદય વધતું શુદ્ધ કરવા;
ન પામે કો એવું પરમ ફળ સે'જે અરપવા,
ઉરેથી ઇચ્છે છે સદય વિધિ સંતાપ હરવા.

પ્રિયે ! જો ને ! કીડો ભ્રમર ભજનેથી થઈ શકે;
સમાધિ સાધીને પરમપદ યોગી જઇ શકે;
સ્થિતિ એવી રીતે હૃદય પણ તારૂં બદલશે,
અભેદે-આનંદે રમણસહ તું નિત્ય રમશે.



# વિયોગ.

( રોલા. )

કેવો રમ્ય વિયોગ બની ફળરૂપ વિસરતો !
ભાંગી સઘળો ભેદ હૃદયને તન્મય કરતો,
તન્મય ઇંદ્રિય સર્વ અનંત રસે જો ! રાચે !
વિરહ તણો સંતાપ રહ્યો તલભાર ન લાગે.

ઘડી પે'લાં આ હૃદય શોકથી વિકળ વિલપતું,
ને સંકટથી પૂર્ણ જગત-જંજાળ નિરખતું;
એ જ અભેદાનંદ થકી નિર્ભય બની નાચે,
કૈં ઇચ્છા કૈં સ્વાર્થ શકે આવી નહિ પાસે.

વિપ્રયોગથી ઉચ્ચ મજા કેવી મળી મીઠી !
જગત વિષે ધરી જન્મ હતી દૃગથી નહિ દીઠી;
એ વિરહે સંયોગ થકી આનંદ વધારે.
સાંસારિક સુખ સર્વ દીસે નહિ રમ્ય લગારે.

વા'લા નિત્ય વિયોગ ! હૃદયમાં રમતો રે'જે !
સર્વેંદ્રિયસામર્થ્ય મહા બળથી હરી લેજે !
તુજ કૃતિનો ન શતાંશ શકે સંયોગ બતાવી,
અમને એ ન અભીષ્ટ, દશા વિરહી બહુ વા'લી

# કવિતા.

( શિખરિણી. )

પ્રહારોની પીડા થકી હૃદય કષ્ટાકુળ થયું,
બહુ કીધા યત્નો પણ સુખ લગારે નવ મળ્યું;
ગયા છોડી સર્વે સ્વજન અહીં આશા પરહરી,
પ્રતીક્ષા મૃત્યુની કરી સમય કાઢું રડી રડી.

અજંપે રાત્રિ ને દિવસ બહુ વીત્યા દુઃખ વિષે,
ન શાંતિ કે નિંદ્રા સતત વધતું સંકટ દીસે;
અહો ! આ ઓચિંતા મૃદુલતર ગાનસ્વર અહીં,
પડે કર્ણે ક્યાંથી સદન મમ આ નિર્જન મહીં ?

અતિશે મીઠા એ સ્વર સરસ સ્વર્ગીય વિલસે,
રહ્યા વ્યાપી વ્યોમે અનવરત પીયૂષ વરસે;
અને ધીરે ધીરે મુજ નિકટ આવે સ્ફુટ થતા,
મનોહારી મંત્રો ગ્રહી હૃદયતલ્લીન કરતા.

દીસે કો આ સામે નવલ રસમૂર્તિ મલકતી,
સુધાથી સીંચેલાં નયનયુગલે કૈં નિરખતી;
સ્વરોની સંઘાતે કુસુમ મુખથી કોમળ ખરે,
અને દિવ્યામોદે મગજ મુજ કેવું તર કરે ?

અનાયાસે પીડા જખમ તણી જોતાં મટી ગઇ.
હતી કે નો'તી એ સ્મૃતિ પણ હવે તો નવ રહી;
અરે ! જો ! એ આવે અતિ નિકટ કૈં મંદ હસતી,
દીલાસાનાં દૈવી અભયવચનો હા ! ઉચરતી.

પદન્યાસે પૃથ્વી, ગગનતળ ગાને ગજવતી,
દિશાઓને દીપ્તિ થકી સહજ એ શુભ્ર કરતી;
અને કેવો એનો કર મુજ શિરે કોમળ ફરે ?
ભરી ઉંચા ભાવો હૃદય મહીં, રોમાંચિત કરે.

ભુજા આ તો ભાસે નહિ જગતના મર્ત્ય જનની,
અધિષ્ઠાત્રી આ કો અમરજન—અંતઃકરણની;
અહો ! જો એ આંજે નયન મુજ. દિવ્યાંજન વડે,
અને કાળું કાળું ઉરથી કંઇ આચ્છાદન હરે.

થતાં દૃષ્ટિ જુદી જગત પણ જુદું નિરખતો,
ચમત્કારી ચિહ્નો અનુભવી ' અહો ! ' એજ વદતો;
ગિરિનાં શૃંગો ને જલદપટલો, વૃક્ષ વનનાં,
થઇ ગીતાવેશી રસવશ દીસે નૃત્ય કરતાં.

સ્વરો બાંધી સંગે નિજ હૃદયભાવો ઉચરતાં,
દીસે કો વસ્તુમાં નહિ નયનથી લેશ જડતા;
સુહૃદ્ભાવે જોતાં પ્રણયદૃગથી એ મુજ ભણી,
અને ખેંચે વૃત્તિ સભય ઉરનું સાન્ત્વન કરી.

અહો ! જે વ્યક્તિનું નહિ જગતમાં કો પણ હતું,
હવે તેનું આણું જગ વગર યત્ને થઈ ગયું;
કૃપા એ તો તારી નહિ શકું વીસારી સુકવિતે !
ત્યજું શાને તારો સખિ ! સુખભર્યો આશ્રય હવે ?

સ્વીકાર્યું તેં શાણી ! ઉચિત ન છતાં આ હૃદયને,
સદા તો સંઘાતે લઈ વિવિધ સ્થાને વિહરજે !
ભલે ગાઢારણ્યે, ગિરિશિખર કે સાગર વિષે.
ભલે અગ્નિ કેરા ઉદરમાંહીં કે અંબર વિષે,

શરોની શય્યામાં, કદી મરણના ઉગ્ર મુખમાં,
મને તારી સાથે સખિ ! વસવું લાગે પ્રિય સદા;
ગઈ પીડા નાશી તન તણી અશક્તિ પણ ગઈ,
મળી સક્તિ દૈવી. અતિ વિશદ દૃષ્ટિ થઈ રહી.

ભલે સંકષ્ટોની શિર ઉપર સેના ચડી રહે,
ભલે ચીરી નાંખે હૃદય પણ તીવ્રાયુધ વડે;
ભલે કો સંબંધી જન કદી ન આડો કર ધરે,
ઉપાયો ના યોજે નિકટ વળી ક્યારે નવ રહે.

તથાપિ તું વા'લી ! પળ પળ જુએ સ્નિગ્ધ નજરે,
અને એ દૃષ્ટિથી સહજ સઘળાં સંકટ હરે;
પછી શાની ચિંતા ? હૃદય મહીં શાનો ભય ધરૂં ?
અને સેવું શાને શરણ પણ આ પ્રસ્તરણનું ?



# અમારી ગતિ.

( શાર્દૂલવિક્રીડિત. )

" શું શાં ચાર ટકા " થી કોઇ કવિએ જેની ઉપેક્ષા કરી
જેનાં બાળક કેરૂં ભ્રષ્ટ મુખ હા ! માન્યું બીજાએ વળી,
તે છે માત ગરીબડી અમ તણી સાચી 'ગિરા ગુર્જરી',
કાલી ઘેલી પરંતુ આ હૃદયની એ એકલી ઇશ્વરી.

ભાષા કૈંક જણાય વિસ્તરવતી સારસ્યથી શોભતી,
કોટિ માનવના મુખે વિલસતી ગ્રંથો ઘણા ગુંથતી;
માડી ! ચિત્ત અમારૂં તો પણ નહિ એમાં લગારે રમે,
જે મીઠી વસી મોહિની તુજ વિષે તે ત્યાં ન જોતાં જડે,

કો તારી ભગિની હશે પણ નહિ હૈયું અમારૂં હસે
માતાનો ત્યજી અંક માસીભવને કોને રહેવું ગમે ?
માતર્ ! માર્દવ જે વસ્યું તુજ ઉરે અન્યત્ર તે ના દીસે,
એ લાલિત્ય, મીઠાશ, સૌષ્ઠવ નહિ કો વાણી માંહે વસે.

એ વાત્સલ્યભરી ખરી નજર ના અન્યત્રથી આવતી,
ને હૈયું ઉછળી રહે તુજ ભણી, તેવું ન બીજે કદી;
તારૂં સેવન કૈં બને અમ થકી તો ધર્મસિદ્ધિ થશે,
ના તો પામી કુપુત્રતા નરકમાં રે'શું સદાયે અમે.

પ્રેમાનંદ-નૃસિંહ-શામળમુખે જે સર્વદા શોભતી,
જે દેવી દલપત્ત-નર્મદ ઉરે રંગે રહી રાચતી;
સેવી કાન્ત-કલાપીએ, કુસુમ ને ગોવર્ધને સ્નેહથી,
આજન્માંત અનન્ય એ જ જનની રહેજો અમારી ગતિ.



# શ્રી જશોમતી વચન.

રાગ—પરજ.

( બેડો ભાઈ બુડતો તારો રે, અમે આઇ પાર ઉતારો રે એ રાહ. )

ઓધા એક અરજ અમારી રે, વીરા મન લેજો વિચારી રે. ટેક

કાનકુંવરને કૃપા કરી કહેજો, આશિષ સાથે એમ;
વિસરતા નથી ક્ષણ પણ વિઠ્ઠલ ! જીવ સાથે જડયા જેમ—ઓધા.

પ્રેમ ધરી વ્રજભોમ પધારો, દેવાને દરશન દાન;
વેદના વ્રજજન કેરી વિદારો, ભાવ ધરી ભગવાન—ઓધા.

ભેટ અમારી આપજો ભાવે, મહી ને માખણના માટ;
વીરા વસ્યા જદુકુળમાં વીઠ્ઠલ, અંતર અમને ઉચાટ—ઓધા.

શ્રીમુખ જોવાને આતુર સરવે, અવધ થકી છે આશ;
અહિંયા રહ્યો વીરા દેહ અમારો, પ્રાણ પ્રભુની પાસ—ઓધા.

દેવકીજીને કહેજો જે દાડી, સાચવે સુન્દર શ્યામ;
પય ઘૃત માખણ દેજો પ્રભાતે, કરજો પછી બીજું કામ—ઓધા.

વિઠ્ઠલ મારો લાડકવાયો, કોમળ ગાત્ર કે'વાય;
વઢજો નહિં વ્રજનારને વારૂ, દીલમાં જેથી દુભાય—ઓધા.

કાંઈ અમે બરદાશ ન કીધી, જીવન કેરી જરાય;
ચરણે ચલાવીને નિત્ય ચરાવી, ગોપ સંગાથે ગાય—ઓધા.

શામ વિના વ્રજ શૂન્ય સરીખું, અંતર સૌનાં ઉદાસ;
નગ્ને નારી સહુ વાટ નિહાળે, નિશ્ચે થવા દુઃખ નાશ—ઓધા.



# વસંત–વધાઇ.

( કાફી. તાલ દીપચંદી )

( સાંવરા અજ હું નહિં આગે–રાહ )

સખી ગાઓ વસન્તવધાઇ, વધાઇ.
આ સહકાર કુસુમ–સમુદાયે,
છેક રહ્યો શું છવાઇ !
પ્રણય નિમગ્ન નિકટ વળી પેલી,
વેલી રહી વિંટળાઇ,
કરે રસગોઠડી કાંઇ. સ૦

પરિમલવાહી સમીર કરે આ,
મંદ ગમન સુસકાઇ;
ભ્રમર કરે તનભાન ભૂલીને,
લોલ ભ્રમર લલચાઇ,
અહો ! સખી શી અધીરાઇ ! સ૦

કોકિલ કૂજન પ્રણય પૂજન,
શી સ્વરની સરસાઇ !
મુનિવરનું પણ માન મુકાવે,
શ્રવણ થતાં સુખદાઇ,
હરે હરની હઠીલાઇ. સ૦

અધિક ઉમંગ વિહંગ વિષે જો,
આજ રહ્યો ઉભરાઇ;
આ ઋતુરાજનું રાજ વખાણે,
ગીત યથોચિત ગાઇ;
ભૂલે નહિં એહ ભલાઇ. સ૦

પંકજ રેણુથકી અતિ ધૂસર,
સુન્દર આ સરમાંહિ;
ભાસ્કરના કર પદ્મિની પામી
હાસ્ય કરે હરખાઇ,
રહે કયમ સ્નેહ છુપાઇ ? સ૦

તરૂસમુદાય તરૂણ કર્યો આ,
પ્રેમ સુધારસ પાઈ;
ધન્ય વદાન્ય વસન્ત વિલાસી
નૌતમ ગુણ નિપુણાઇ;
પ્રગટ રહી છે પથરાઇ. સ૦

આ વન કે સુરનાથ સદન આ,
પ્રણય તણી પ્રભુતાઈ !
નંદન તત્ત્વ ધરાપર ધરતી,
ચો સુ ખ ની ચ તુ રા ઇ,
વસંતતણી શી વડાઇ ! સ૦



વિધ વિધ રંગી કુસુમ વિકસાવી,
એ વદને ઝળકાવે;
કેસર કુમકુમ અબીલ ચુવાના,
અહીં પણ રંગ અપાવે;
સદન વન ઉભય સુહાવે. સ૦



# વિરહી વિહંગ.

( દ્રુતવિલમ્બિત. )

વિહંગ શોભન આ વનમાં વસે,
પણ નહિં સ્થિરતા મનમાં દિસે;
પણ વસે સહકાર શિરે જઇ,
બકુલ ચંપક સૌરભને લઇ.

કદલીકાનનમાં વિચરે વળી,
હરિત ભૂતળ જોઇ રહે ઘડી;
વિશદ વ્યોમપથે ઘડીમાં ચડે,
ઘડી ધરાપર શ્રાંત થતાં ફરે.

ઘડીક મંજુલ ગાન ધીરે કરે,
ઘડીક નિદ્રિત શાંત પડયું રહે;
અશન દિવ્ય ફલામૃતનું કરે,
ઝરણ વારિથી ચંચુ ધુએ, ભરે.

ક્ષણ વિહંગ કદંબ વિષે વસે,
સહુની સંગ ભળે પણ ના હસે;
વિપિન આ ક્ષણ દર્શન માત્રથી,
મન મનોજ્ઞ હરે, સુખ દે અતિ.

નહિં વિહારનું વારણુ કોઈને,
નહિં નિરાશનું કારણુ કોઈને;
ખગ જણાય તથાપિ ઉદાસ આ,
હૃદયમાં રહી ગુપ્ત કંઇ વ્યથા.

જરૂર હા હૃદયંગમ જન્મભુ!
નહિં દીસે અહીં સંકટ એ ખરૂં;
અતરૂ નિર્જલ સૈકત વાસ તે
રહિત પલ્લવ જન્મ પલાશ તે.

સુખ સમુહતણો પણ સાર તે,
સકળ વિષ્ટપનો પણ પાર તે;
સઘન આ વનમાં મન ના વસે,
વિમળ નિર્ઝર ઝેરઝરો દિસે.

નહિં સુખી ક્ષણ થાય સુરદ્રુમે,
અનિલ શીતળ મંદ નહિં ગમે;
હૃદય રમ્ય અરમ્ય વિવેકને,
પ્રણય સંગ ન એક ઘડી બને.

હૃદય લગ્ન થયું જગ જન્તુને,
વિધિ થકી પણ તે ન મટી શકે;
નિયમ સર્વ દિસે અસમર્થ ત્યાં,
ગુણ સમુહ જશે વળી વ્યર્થ ત્યાં.

# શબ્દકોષ

અ

અકરણ—ઇંદ્રિય વગરનું
અકિંચિત્કર—કાંઇ પણ ન કરનાર
અગમ્ય—અકળિત
અગ્રજ—મોટાભાઇ
અજાત્મા—બ્રહ્મા
અતય—અપાર
અદ્વૈતસિંધુ—ઐક્યનો સમુદ્ર
અધ્વર્યુ—યજ્ઞ કરાવનાર
અનધિકૃત—અધિકાર વગરનો
અનલ—અગ્નિ
અનવરત—ચાલુ
અનાહૂત—વગર બોલાવેલ
અનિર્વાચ્ય—અવર્ણનીય
અનુચર—નોકર
અનુજ—નાનોભાઇ
અનુતાપ પસ્તાવો
અનુદિન—હમેશાં
અન્યત્ર—બીજે સ્થળે
અભિનવ—નવું
અભિલષિત—ઇષ્ટ વસ્તુ
અભિવાંચ્છિત—ઇચ્છેલું
અભીષ્ટ—ઇચ્છેલું
અભ્રો—વાદળાં
અમર—દેવ
અમળ—નિર્મળ
અમર્ત્ય—દેવ
અર્ચા—પૂજા
અર્થી—યાચક
અર્ભક—બાળક
અલ્પતર—ઘણું થોડું
અવરના—બીજાના
અવસાન—મૃત્યુ
અવરોધ—અટકાવ
અવિકૃત—બદલાયા વિનાનું
અસ્તાબ્ધિ—પશ્ચિમ સમુદ્ર
અસ્થિ—હાડકું
અશન—ભોજન
અહિ—સાપ
અહર્નિશ—હમેશાં
આક્રંદો—બૂમો

આ

આગમ—જ્ઞાન

આગમન-આવવું તે
આઘાત-ઘા
આચ્છાદન-ઢાંકણ
આજન્માંત-જન્મથી મરણ સુધી
આત્મીય-સ્વજન
આદિત્ય-સૂર્ય
આત્મદ્વયનું-બેઉ આત્માનું
આદર્શ-અરીસો
આનંદાસ્પદ-આનંદનું સ્થાન
આપ્ત-સ્વજન
આવિર્ભાવ દિન-પ્રકટ થવાને દિવસે
આયાસ-પ્રયાસ
આહુતિ-હોમ

ઈ

ઈતર-બીજું
ઈતરથા-બીજી રીતે
ઈયત્ત્વ-હદ

ઉ

ઉક્તિ-વચન
ઉડ્ડીન-ઉડવું
ઉડુ-તારા
ઉત્કંઠ-ઉત્સુક
ઉત્સંગ-ખોળો
ઉદય કકુભાલંબ-પૂર્વ દિશાનો ટેકો
ઉદરપૂર્તિ-પેટ પોષણ
ઉદ્ભવ-જન્મ
ઉન્નત-ઉંચું
ઉલૂકાદિ-ઘૂવડ વગેરે
ઉભય-બન્ને
ઉપેક્ષા-અનાદર
ઉષ્મા-ગરમી
ઉહાપોહ-ધમાલ

ઋ

ઋત્વિજો-યજ્ઞ કરાવનારાઓ
એતદર્થે-એ માટે
ઔદાસ્ય-ઉદાસપણું
અંતરાય-અડચણ
અંતશ્ચક્ષુ-અંતરની આંખો
અંતઃશોક-દિલમાંનો શોક
અંતઃસ્થિત-અંતરમાં રહેલ

ક

કકુભ દિશા
કદળી-કેળ
કલ્લોલ આનંદ
કલ્મષ-પાપ
કલાપી-મોર

ક્વન–ગાન
કવોષ્ણુ–નવશેકું
કાનન–જંગલ
કાર્પણ્ય–કંજુસાઇ
કાલકૂટ–ઝેર
કાલાંતરે–વખત જતાં
કાસાર–તળાવ
કીટ- કીડો
કુકકુટ–કૂકડો
કુતુક–કુતુહલ
કુસુમાકર–વસંતઋતુ
કુહર–ગુફા
કૃતાન્ત–યમદેવ
કેલિ–રમત
કેસરિ–કેસરિસિંહ
કૈતવ–લુચ્ચાઇ
ક્રીડન–રમત

ખ

ખગ–પક્ષી
ખનન–ખોદાણ

ગ

ગણ–ટોળું
ગમન- જવું તે
ગર્ત્ત–ખાડો
ગરલ–ઝેર
ગાત્રો–અંગો
ગુરૂવચન–વડીલનું વચન
ગોપન–છુપાવવું તે

ચ

ચક્ષુ–આંખ
ચારૂ–સુંદર
ચંચુ–ચાંચ

છ

છદ–છોડાં; છાલ

જ

જનક–પિતા
જરઠ–વૃદ્ધ
જરાયોગે–વૃદ્ધાવસ્થાથી
જલદ, જલધર } વાદળું
જલધિ–સમુદ્ર
જવનિકા–પડદો
જીમુત–વાદળું
જંતુ–જીવ; મનુષ્ય
જ્વલિત–સળગેલ

### ત

તટિની–નદી
તનુ–શરીર
તનુધારી–મનુષ્ય
તદવસ્થ–તે સ્થિતિમાં મૂકાયેલ
તન્મયતા–તલ્લીનપણુ
તમિસ્ત્ર–અંધારૂં
તરંગો–મોજાંઓ
તરણિ–સૂર્ય
તર્ષ–તરસ
તસ્કર–ચોર
તાડન–માર
તામસ–તમોગુણવાળો
તૃષાર્ત–તરસ્યો
તેજઃપુંજ–તેજનો સમૂહ

### દ

દયિત–પતિ
દારૂણ- ભયંકર
દિનમણિ–સૂર્ય
દિનપતિ–સૂર્ય
દગ–આંખ
દુર્દિન–ધુંધળો દિવસ
દુસ્તર–તરવું કઠણ
દૂષિત–દોષવાળું
દોલા–હીંડોળો
દ્યુતિ–કાન્તિ
દ્વિગુણ–બેવડો
દ્વિવિધ–બે પ્રકારનો
દ્વૈત–ભેદભાવ

### ધ

ધવલતર–વધુ ધોળો
ધાષ્ટર્ય–હિંમત
ધુની–નદી
ધૂમ્ર–ધુમાડો
ધૂર્વહ–બળદ
ધૂસર–ધૂળાળો

### ન

નર્ત્તન–નૃત્ય
નશ્વર–નાશવંત
નવનીત–અમૃત, માખણ
નવ્યોત્સાહ-નવો ઉત્સાહ
નિદાઘ–ઉનાળો
નિદેશ–આજ્ઞા
નિપાત–પતન
નિયન્તા–નિયમમાં રાખનાર
નિયત–નક્કી થયેલ

નિરપેક્ષ–નિઃસ્પૃહ
નિર્ઝર–ઝરો
નિરાલંબે–ટેકા વિના
નિર્મિત–ઘડાયેલ; નિર્માણ થયેલ
નિઃસર્ગ પ્રેમી–કુદરતી રીતે પ્રેમી
નિસર્ગ–કુદરત
નિઃશ્રેયસ–મોક્ષ
નિષેધ–મનાઈ

**પ**

પતંગ–સૂર્ય
પદન્યાસ–પગ મૂકવો તે
પન્નગ–સાપ
પરિણય–લગ્ન
પરિજન–નોકર
પરિમલ–સુવાસ
પાતક–પાપ
પાત્રતા–લાયકાત
પારાવાર–સમુદ્ર
પાષાણ–પત્થર
પાંસુ–ધૂળ
પિહિત–બંધ કરેલ
પીયૂષ–અમૃત
પુનિત–પવિત્ર
પુરંદર–ઈંદ્ર
પુલકિત રોમાંચિત
પૂર્વવત્–અગાઉની જેમ
પંકજ–કમળ
પંચત્વ–મરણ
પ્રચુર–ભરપુર
પ્રણયાર્દ્ર–પ્રેમભીની
પ્રતિકાર–ઉપાય, વિરોધ
પ્રતિબંધ–મનાઈ
પ્રતીક્ષા–રાહ
પ્રતિષેધ–મનાઈ
પ્રતીતિ–ખાતરી
પ્રત્યાઘાત–સામો પડઘો
પ્રત્યૂષ–મળસ્કું
પ્રપંચી–કપટી
પ્રભા–કાન્તિ
પ્રશ્રય–મોટાઈ
પ્રસૂ–માતા
પ્રેમસુધા–ભુક્ પ્રેમ-અમૃતનો ઉપભોગ કરનાર
પ્રેમાબ્ધિ–પ્રેમસાગર
પ્રેયસી–પત્નિ
પ્લવંગ–વાંદરો

**બ**

બાધા–અડચણ

શુભ્રતા-શ્વેતપણું
શુશ્રૂષા-સેવા
શૈત્ય-ઠંડી
શૈલ-પર્વત
શૈશવ-બાળપણ
શ્રાન્ત-થાકેલ
શ્વાપદ-હિંસક પ્રાણી

સ

સખ્ય-મિત્રતા
સઘન-ગીચોગીચ
સજાતીય-એક જ જાતિના સત્પ્રણય
સત્પ્રણય-સાચો પ્રેમ
સત્ર-યજ્ઞ
સદન-ઘર
સદય-દયાળુ
સદ્વૃત્ત-સદાચાર
સદૃશ-સરખું
સમર્પે-અર્પણ કરે
સમુદ્રયાવૃત્ત-સમુદ્રથી વીંટળાયેલ
સરણિ-માર્ગ
સરિત-નદી
સર્ગ-સૃષ્ટિ
સલિલ-પાણી
સહગમન-સાથે જવું તે
સહૃદય-લાગણીવાળો
સાન્નિધ્ય-સમીપપણું
સાદ્યન્ત-પહેલેથી છેલ્લે સુધી;
સાધિત-સિદ્ધ કરેલ સાપેક્ષ
સામીપ્ય-નજીકપણું
સારસ્ય-સારાપણું
સિક્ત-ભીંજાયેલ
સિદાય-કરમાય
સુજ્ઞ-ડાહ્યું
સુધા-અમૃત
સુધાશીકર-અમૃતના બિન્દુઓ
સુધાંશુ-ચંદ્ર
સુનિર્ઝર-સુંદર ઝરો
સુપ્તિ-નિદ્રા
સુભટ-યોદ્ધો
સુરતા-દેવત્વ
સુરનાથ-ઇંદ્ર
સુરસદન-સ્વર્ગ
સુલભ-સહેજે મળે તેવું
સૃષ્ટા-સરજનહાર
સૌરભ-સુવાસ
સૌષ્ઠવ-સુઘડપણું
સંત્રસ્ત-બ્હી ગયેલ
સંસૃતિ-સંસાર
સંભ્રમ-ઉતાવળ

સ્તુત્ય—વખાણવા લાયક
સ્નિગ્ધ—પ્રેમાળ
સ્પૃહા—ઇચ્છા
સ્મર—કામદેવ
સ્વર્ગંગા—સ્વર્ગ ગંગા
સ્વયંભૂ—પોતાની મેળે પ્રકટેલ
સ્વહિતકૃત—પોતાના હિત માટે કરેલ
સ્વાન્ત—હૃદય
સ્વૈરી—મનમોજી

**હ**

હરહૃદય-શિવનું હૃદય
હરિણી—હરણી
હરિ—સિંહ
હરિત—લીલું
હર્મ્ય—હવેલી
હર્ષવર્ષણ—આનંદ વરસાવનાર
હિમાંશુ—ચંદ્ર
હૃદયંગમ—હૃદયમાં ઉતરી જાય

**ક્ષ**

ક્ષતિ—ત્રુટિ
ક્ષારાબ્ધિ—સમુદ્ર
ક્ષીણત્વ—નબળાપણું
ક્ષીણેન્દુ—કૃષ્ણ પક્ષની આખરનો

૧૬૬૨૧



સ્વ. કવિ બોટાદકર રચિત

# સુંદર કાવ્યસંગ્રહો

નવિન મુદ્રણ, આકર્ષક, આવૃત્તિ

| | |
|---|---|
| કલ્લોલિની : | મૂલ્ય : રૂ. ૦-૧૨-૦ |
| સ્રોતસ્વિની : | મૂલ્ય : રૂ. ૦-૧૨-૦ |
| નિર્ઝરિણી : | મૂલ્ય : રૂ. ૦-૧૨-૦ |
| રાસતરંગિણી : | મૂલ્ય : રૂ. ૦-૧૦-૦ |
| શૈવલિની : | મૂલ્ય : રૂ. ૧-૦-૦ |

---